# शिव महिमा शिमंतणी नाटक.

(ત્રિઅંકી)

પ્રાચિન પુરાણના આધાર ઉપરથી

રચનાર,

ડાહ્યાભાઇ છગનલાલ વ્યાસ.

-:0:-

श्लोक.

मे आ रच्युं नाटक सार शोधी, जेमां प्रभू भक्ति पवीत्र बोधी;
कीर्ती सतीनी पण लेश नोंधी, जोशे न ते जे जन छे विरोधी.

છપાવી પ્રસિદ્ધકર્તા,

સુરજમલ્લ જાનકીદાસ.

મુંબઈ.

"સુબોધ પ્રકાશ" છાપખાનામાં છાપ્યું.

સન ૧૮૮૫.

કિંમત ૮ આના.

# DEDICATED

TO

AMARATLAL LALLOOBHAI BHATT.

DEAR FRIEND !

The friendship, that exists between us ever since our old school days, has, I am very happy to declare, become a source of mutual happiness and solace. I am, therefore, inclined to assert that a sincere and disinterested friendship is, in its sympathetic and heart-rejoicing influences, a divine blessing, which to selfish and narrow-minded persons cannot have a conception of. Prompted by this feeling I dedicate this work of mine to you my friend ! hoping that our friendship may continue not only to the ends of our lives, but even beyond that.

Yours sincerely,

THE AUTHOR.

*Bombay, July* 28th 1885.

# પ્રસ્તાવના.

શિવપુરાણના દશમા અધ્યાયમાં શિમંતણી આખ્યાન વર્ણવ્યું છે, તેની રચના પર ધાર્ણકરી આ નાટકનું બંધારણ મેં ઉતાર્યું છે, અને તેથી તેમાં મૃતને અમૃત પાઈ સજીવન કરવાનો પ્રયોગ, આકાશવાણી, ભવિષ્યવાણી, પાતાળલોક,—વગેરે કેટલાક અદ્દ્ભૂત અને અતિશયોકિતયુકત બનાવોને તેમના મૂળ આકારમાં કંઈપણ ફેરફાર વગર મારે પણ આપવા પડયા છે. તેવા બનાવોને કાઢી નાંખતાં આ આખ્યાનનું પ્રાચિનત્વ ઝાંખુ થાત, એવું માની મેં તેમ કર્યું નથી. તેમછતાં અલંકાર, તથા અતિશયોકિત છુટી પાડતાં જે વાત રહેછે, તે, ગુણીજનોને સત્યરૂપ અને ગ્રાહ્ય છે, એ કેહવાની અગત્ય નથી,

## નાટકમાં આવેલાં પાત્રો.

### પુરૂષ વર્ગ.

**चित्रसेन**..............અયોધ્યાનો સૂર્યવંશી એક રાજા.
**चित्रांगद**..............તેનો પાટવી પુત્ર; શિમંતણીનો પતી.
**चित्रवर्मा**..............કનકપુરીનો રાજા; ચિત્રાંગદનો સસરો.
**शेष**..................પાતાળનો રાજા;સૂભગાનો પિતા;ચિ૰સ.
**करंटक**..................શેષનો સેવક.

### સ્ત્રિ વર્ગ.

**कांता**..............ચિત્રસેનની પત્નિ; ચિત્રાંગદની મા.
**शिमंतणी**...........ચિત્રવર્માની પુત્રી; ચિત્રાંગદની પત્નિ.
**सुशिला**... }
**रत्नवंदा**... } ......શિમંતણીની સખિયો.
**सूभगा**:.............શેષરાજાની પુત્રી; ચિત્રાંગદની બિજી સ્ત્રી.
**सुनंदा**..............શેષ રાજાના પ્રધાનની પુત્રી.

પ્રધાન, રાજગુરૂ, જોષી, ચોબદાર, સિપાઇઓ વગેરે.

## ( બધા પાત્રો સાથે મળી ઇશ્વર પ્રાર્થના કરેછે. )

પદ.

ઇશ્વર સરજનહાર, જગતનો ઈશ્વર સરજનહાર.--ટેક.
તેની સત્તા ત્રિભુવનમાં વ્યાપી;
સહુનો તે આધાર,—જગતનો.
સ્થુળને સુક્ષ્મ વસ્તુમાં સરખો;
બાહ્યથી નિરાકાર,--જગતનો.
સચરાચર, સર્વાન્તરયામી;
અવિનાશી, અવિકાર,--જગતનો.
અગણિત, અકળિત ગુણ છે તેના ;
બુદ્ધિ ન પામે પાર,—જગતનો.
રાવ ને રંક બધા પર સરખી ;
એની કૃપાની ધાર,—જગતનો.
સમ, દમથી શોધી જીવ! તેને ;
તારો કર ઉદ્ધાર,—જગતનો.
પ્રભુકૃપા વિણ અન્ય ઉપાયે;
બુઝે ન અઘ અંગાર,—જગતનો.
જેને વેદ, સ્મૃતિમાં ભાખ્યો;
આત્માનો શ્રૃંગાર,—જગતનો.
ભજ એને જન ભાવ ધરી દીલ;
મોક્ષનું એ છે દ્વાર,—જગતનો.

# શિવ મહિમા શિમંતણી નાટક.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—મેહેલનું દિવાનખાનું.

**ચિત્રવર્મા**—"આહા પુરી ખીલી ચંદા"—એ રાહ.

પ્રભુની છે ગતી ન્યારી, જાણી શકશે શું સંસારી—પ્રભુની-ટેક.
કરે જીવ કોટિધા ઉપાય, ધાર્યું તોયે હરીનું થાય—પ્રભુની.
સુખી દુખી માનો મનથી, અનુભવીને તે કાંઈ નથી—પ્રભુની.
તથાપી દુનીઆ માને, જ્ઞાની તેને માયા જાણે—પ્રભુની.
હતો વાંઝિયો ત્યારે દુખી, થતાં પુત્રી થયો સુખી—પ્રભુની.
કરતાંની એ લિલા દિસે, રડે જીવ એક અન્ય હસે—પ્રભુની.

અહો જગદેશ્વર કૈલાશપતિ! તેં તારી કૃપાદૃષ્ટિથી મને પરિણામે કૃતાર્થ કર્યો. તારા ઉપર જે દ્રઢ વિશ્વાસ રાખે છે, તે અંતે મારી પેઠે ઇચ્છિત ફળ પામે છે. આજથી દશ મહિના ઉપરનો મારો ખેદ આજના આનંદની સાથે સરખાવતાં ઓ પ્રભુ! તારી પૂર્ણ શક્તિનું ચિત્ર મારા મનરૂપી વિશાળ પટ પર યથાસ્થિત માનસિક દૃષ્ટિને સાદશ થાય છે. મનોવિકારના રમકડા તરીકે હું મારી જડતાથી તારા સરખા વરદાતા અને ભક્તવત્સળને મેલી અન્ય ઉપાય અને ઉપાધિમાં વળગી રહ્યો હતો. પણ જ્યારે મનોવૃત્તિના અયોગ્ય વિકારને મારી મેં તારા પર દ્રઢ નિશ્ચયથી મન લગાડયું, ત્યારેજ હું પરિયંતે તારી પ્રસાદીને પાત્ર થયો.

એ મને સત્ય ભાસે છે કે, માણસો હજારો અને લાખો ઢોંગ ધતૂરા અને મંતર મંતર કરે છે, પણ તે સઘળું મૂર્ખતાનું કારણ છે. તેવા ઉપચારોથી કંઈ વળતું નથી; પણ જો સાચી પ્રિતીથી તારા પર ભરૂંશો રાખે, તો ઉચિત્ ઇચ્છેલું ફળ મળ્યા વિના રહેશે નહિ.

આહા! શી આનંદની વાત! મારી રાણીને છેલ્લા દહાડા હતા, માટે આજ ચાર પાંચ દિવસ થયાં મારો જીવ ઊંચો હતો, અને ઇશ્વરની કૃપાનું શું પરિણામ નિપજશે, તેની આતૂરતાથી વાટ જોતો બેઠો હતો. એટલામાં એક દાસી મારે ત્યાં કન્યાના જન્મની વધામણી કહી ગઇ. મૂર્ખ મનુષ્ય ગર્ભ રેહેતાં પૂત્ર જન્મનીજ આશા રાખે છે, અને ધાર્યા પ્રમાણે અવતરનાર બાળક પુત્રજ હોય છે, તો આનંદની સાથે તે ઇશ્વરની પ્રાર્થના કરે છે. પણ ભોગ જોગે જો તે છોકરી હોય, તો તેમાં ઈશ્વરના કૃપા માનતો નથી, તેમ આનંદ પામતો નથી.

ગીતિ.

મુર્ખ મનુષ્ય એમ માને, પુત્રી કરતાં પુત્ર સુખદ ઝાઝો;
સુત સહુને પ્રભુ આપે, સૃષ્ટિ ચાલે નહી જરા લાજો.

પણ ચાલ હવે રાજ્યસભામાં વિરાજી કન્યારત્નના જન્મની શાસ્ત્રાનુસાર વિધી તથા ક્રિયા કરાવું. તેમજ મારી પ્રજા ઉત્સાહ દર્શાવવા આવે, તેનો ઘટિત ઉપકાર માનું. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—રાજ્ય સભા.

**પ્રધાન**—સૈન્યાધિપતી! કેવી આનંદની વાત! આપણા મહારાજા ઉત્તરવયે પહોંચ્યાથી સંતતિ વિશેની દુગ્ધામાં અહર્નિશ રિબાયા કરતા હતા. પણ પરમેશ્વરે મોડે પણ પ્રસન્ન થઈ આશા બંધાવી, અને આજે તે એક સુંદર કન્યાના પિતા થવામાં ફળિભૂત

થઈ. આજે આપણી સદ્દગુણી, ધર્મશીળ રાણીના માથા પરથી વંઝા દોષ ઉતર્યો. ઈશ્વર સદાચરણનું ફળ આપ્યા વિના રહેતો નથી.

**सेन्याधिपति**--ખરૂં કહો છો મંત્રેશ્વર! "અંતે ધર્મોજય છે." આપણા મહારાજાએ સ્વપ્નામાં પણ કોઇનું ખોટું કર્યું નથી, તો જગદેશ્વર જેવા કૃપાનિધિ તેમના અહિતમાં કેમ હોય?

**प्रधान**--ખરૂંજસ્તો. પણ સેન્યાધિપતી આપણે આજ રાજ્યકચેરી સંબંધી બધી રીતની વ્યવસ્થા આગળથી કરી રાખવી જોઈયે. આજનો દહાડો નાગરિકોને અને રાજ્યની બધી પ્રજાને દિવાળી સરખો છે. આજે સારા સારા લોકો ભેટો લેઇ રાજાજીને મળવા આવશે; વિદ્વાનો આશિર્વાદ દેવા આવશે; અને ભાટ, ચારણાદિ પરાક્રમી રાજાની કિર્તિ ગજાવતા પોતાનો સ્વાર્થ સાધવા આવશે. તેમનો મહારાજાને યથાઘટિત સત્કાર કરવો પડશે. માટે જોઈતી સઘળી સામગ્રી લાગતા વળગતાઓ પાસે તૈયાર કરાવવી જોઇયે. મહારાજાને રાજ્યસભામાં પધારવાના વખતને હજું ઘણી વાર છે, તોપણ આજે મહારાજા નિયમ કરતાં ઘણુંકરી વ્હેલા અત્રે પધારશે.

**कारभारी**--મહારાજ તે વાતની ચિન્તા ન કરો. આપના હુકમની પેહેલાં મેં સમજીને તે બધી તૈયારી આગળથી કરી રાખી છે. (નેપથ્ય તરફ જોઇ) આ શું! મહારાજા પણ આ તરફ આવતા જણાય છે.

**प्रधान**--ચાલો આપણે સામા જઇને સત્કાર કરીયે. (થોડા વખત પછી બધા ઘટિત સ્થાને બિરાજે છે.)

**चित्रवर्मा**--મંત્રેશ્વર! જુઓ ઈશ્વરનો કેવો મહિમા છે! આજથી વર્ષ દહાડાની વાત પર હું જે વિશે ખિન્ન હતો, તે હું આજ તે માટે હર્ષ- સરમાં ઝીલું છું અરે! કાલ સુધી સવારમાં હું વેહેલા ઉઠતાં ખમચાતો, કે રખે મારા જેવા વાંઝિયાનું કોઇ

ભૂલથી મોઢું જોઈ ન જાય, અને આજે વળી ઇશ્વરે ઝરૂખે બેસવાનું કરી આપ્યું. આજે વંઝા દોષ ટાળી ઇશ્વરે મને કૃતાર્થ કર્યો. પ્રભૂ! હું પેહેલો પ્રણામ તને કરૂં છું, અને પછી મારા ગુરૂ આદિને. (નમે છે.)

**राज्य सभानो मसालची**--ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કૃપાનાથ! પણ કુંવરીને બદલે રામજીએ જો કુંવર આપ્યો હોત, તો અહા હા હા!

**प्रधान**--છાનો રહે મુરખા! "અધપાંસળી તે વળી દાબી રહે?" તરત પોતાના વિચાર ભસી દે. અરે બેવકુફ! કુંવરી આવી તોયે શું થયું અને કુંવર આવ્યો હોત, તો શું થાત? જગતકર્તા સ્ત્રી જાતિને તારી સમજ પ્રમાણે જન્મ ન આપત, તોપછી સૃષ્ટિ તેને આગમચથી સમેટી લેવી પડત. (રાજાને) મહારાજ! આ સર્વ આપની સ્તુત્ય, દયાળું રાજનિતીનું, અને પ્રજાના આશિર્વાદનું ફળ છે. મારી તો ખાત્રી હતી, કે ઇશ્વર આપને કોઈ દિવસ કલંકી રાખશે નહિ.

( એટલામાં ચોપદાર ભેટ લેઇ આવેલા નાગરિકોને આજ્ઞામાગી સભામાં પ્રવેશ કરાવે છે અને તેઓ સઘળા રાજાને યોગ્ય અભિવંદન કરી, ભેટ ધરી, ઘટતી જગ્યા પર બેસે છે.)

**एक जोशी**—મહારાજ! આજ અમારો હર્ષ, સાગરની પેઠે સરહદ વગરનો થઇ પડ્યો છે. વારૂં ઇશ્વર આપનું તથા કુંવરીજીનું રક્ષણ કરો, અને આપના સઘળા મનોરથ પૂર્ણ કરો.

**राजा**—આપના આશિર્વાદની હું હમેશાં અભિલાષા રાખુ છું અને તેમાં હું કદિ નિરાશ થતો નથી, માટે આપનો ઉપકાર માનું છું. વારૂં મહારાજ ઘડી માંડી આપે કુંવરીના જન્માક્ષર તો બનાવ્યા હશે?

**जोशी**—હા કૃપાનીધી! મેં તેજ સમયે ઘડી માંડી જન્માક્ષર બનાવ્યા છે, તે મહારાજની ઇચ્છા અને આજ્ઞા થતાં વાંચી સંભળાવીશ. જન્મપત્રિકા તો કુંવરીના ગ્રહ સ્થિર થયે કરીશ, કારણકે જ્યાંસુધી ગ્રહ સ્થિર થયા નહિ હોય, ત્યાંસુધી ગણીત બરાબર આવતું નથી. માટે કુંવરીજી સાત, આઠ વર્ષનાં થશે, ત્યારે જન્મપત્રિકા તો તૈયાર કરીશ.

**चित्र**—ચિન્તા નહિ. જેમ અનુકુળ પડે તેમ કરવું. આપણે ઉતાવળ નથી.

**शास्त्री**—રાજાધિરાજ! ભાવી બન્યા વગર રેહેતું નથી. પત્રિકા મોડી કરી તો શું અને વ્હેલી કરી તો શું? જુઓને આજથી વર્ષ દહાડા ઉપર આપને આજના આનંદનો અસંભવ નહિ હતો? આપ શું તે સમયે થોડી ચિન્તા કરતા હતા? પણ જ્યારે ઇશ્વરની મરજી થઈ ત્યારે ભાવી પોતાની મેળે વગર બોલાવે સામું આવીને ઉભું રહ્યું. મેં આપને તે વખતે મારો મત પુછતાં કહ્યું હતું કે ઇશ્વર સર્વ સત્તાધારી છે, અને તેની તે સત્તા અગમ્ય, અપાર છે.

**राज्यगुरु**—અને મારો પણ તેજ ઉપદેશ હતો.

**चित्र०**—ખરૂં ગુરૂજી! માટેજ બિજો પ્રણામ મેં આપને કર્યો છે. સ્રિયોનું મન મનાવવા જેમ તેઓ ઇચ્છા દેખાડતી, તેમ હું તે વખતે પુત્ર પ્રાપ્તિ માટે ફાંફાં મારતો, જોકે મને તે વિશે આસ્થા નહિ હતી. જોષિઓ પાસે હજારો જપ, તપ તથા પાઠ પૂજા કરાવ્યાં, અને તેમણે વાયદા આપ્યા, તે પણ પૈસો સાથે વ્યર્થ ગયા. જ્યારે આપનો ખરો ઉપદેશ ધ્યાનમાં લીધો, ત્યારે આજના હરખનો દિવસ આવ્યો છે. હવે મારી ખાત્રી થઈ કે, પરમેશ્વર "મુકેલી ચિઠ્ઠી" મોડી વ્હેલી સ્વિકારે છે.

**જોષી**—(સ્વગત) મારે ને આ ગાડીના પૈડા જેવી પાઘડી-વાળા શાસ્ત્રીને પરંપરાથી વેર ચાલ્યું આવે છે, અને તે મારા મૂળમાં બેઠો છે. હમણાંજ મેં લગાર જોતિષની વાત કહાડી કે, વગર બોલાવે કુતરાની પેઠે વચ્ચમાં ઝટ મરડમાં ભરડી ઉઠયો કે, "ભાવી પદાર્થજ બને છે." જાણે કે ગ્રહો માણુસના સુખદુખમાં કંઇ અસર કરતા નથી. જ્યારે આપણો લાગ આવશે, ત્યારે એને પણ જોઇ લેઈશું. હમણાં બોલું તો ખોટું દેખાય. ધીર-જનાં ફળ મીઠાં છે. ( પછી શાસ્ત્રીઓએ માંહે માંહ દરેક વિષય-પર શાસ્ત્રાર્થ કરવા માંડ્યા; વેદિઆઓએ વેદના મંત્રોથી આશિર્વાદ આપ્યા; ભાટોએ રાજાના પૂર્વજોથી લેઈ જન્મેલી કુંવરી સુધીની કિર્તી ગાઈ સભાને ગજાવી; કવિઓએ છત્રીસ ક્રોડ દેવતાઓને કવિતામાં ગોઠવી તે તમારૂં રક્ષણ કરો એવી આશિષ દિધી; અને નૃપે તે બધાને શરપાવ અપાવ્યો.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દીવાનખાનું.

**ચિત્રવર્મા**—પ્રિયા ! ઇશ્વરની ગતિ ગહન છે. રાંજરિદ્ધિ છતાં આપણે આજથી એક વર્ષે ઉપર વંઝાપણુથી કેવી દુ:ખદ સ્થિતીમાં હતાં? તારૂં અહર્નિશ શોકાગ્નિથી ગ્લાનિ પામેલું કમળ વદન જોઈ હું એકાંતમાં બેસતો, અને જ્યારે ત્યાં પણ શોકની છાયાથી છવાયલું તારૂં મુખ મારી સામું ટગર ટગર જોયાં કરતું, ત્યારે મારૂં હૈયું ભરાઈ આવતું. અંત:કરણમાં તો નિરંતર આંસુંનાં ઝરણુ ઝરતાંજ. એથી મારૂં ખાધું પીધું બળીને ખાખ થઈ જતું. અરે! હમણાં પણ તે સાંભરતાં હું ઉદાશ થઇ જઉં છું. કેહેવાની મતલબ કે પ્રિયા! અંતે સાચી સાહ્ય પરમેશ્વર-નીજ છે. ઈશ્વર સત્ય છે, અને તેથી ફક્ત તેનુંજ સ્મરણ કરવું, એ માણુસનો ધર્મ છે.

**राणी**—આર્યપુત્ર! સત્ય છે. પરમ કૃપાળુ પરમેશ્વરનો આપણી ઉપર મોટો ઉપકાર થયો છે. ઓ પ્રભુ! દશે આંગળીએ ધૂળ ચાટીને કહું છું કે, એવું દુઃખ શત્રુને પણ ન આપીશ. અરે! એક સંતતિ વિનાની કંઇ વિટંબણા! મહિએર, મોશાળ કે ક્યાંય વિવાહ વાજને ગઇ હઇશ, ત્યાં ખમચાતી ને ખંચાતી. વ્હેલી ઉઠીને સયનગૃહમાં નીચે માથે બેસી રહું, અને જ્યારે બધાં ઉઠે, ત્યારે બહાર આવું, કે રખેને આ હર્ષના દિવસમાં વંઝાદોષને લીધે હું કોઇના જીવને કચવાવવાનું સાધન સવારના પહોરમાં અજાણતાં પણ થઇ ન પડું. મારી સમાણીઓની આંગળીએ કુમળાં બાળકાં બાઝેલાં જોઇ હીઝરાઇને હું ઉભી સુકાતી. ભલા ભગવાન! ફરી ખોળા પાથરી માગી લેઉ છું કે, માથાના વાઢનાર શત્રુને પણ તું એવું દુઃખ ન દેખાડીશ. પણ પ્રાણનાથ! તે દહાડે જોશી મહારાજ તો માત્ર નામ પાડી તથા બીજા થોડાક ગપાટા મારીને ચાલતા થયા, પણ બેહેનની જન્મોત્રી તો કંઇ વાંચીએ નહિ. માટે હવે સારો દિવસ જોવડાવી જોશી રાજને જન્મપત્રિકા વાંચવા બોલાવોને. એને નવમું વર્ષ તો ક્યારનુંએ બેસી ચુક્યું છે, અને લગ્ન વિગેરે કરવાનો બધો આધાર જન્મોત્રિ પર રહે છે.

**राजा**—ઠીક યાદ કર્યું પ્રિયા! તારી એવી મરજી છે, તો કાલની કાલે બધી ગોઠવણ કરૂં છું. આપણા ગામના સઘળા સારા સારા વિદ્વાનોની સભા કરી કુંવરીની જન્મોત્રી તેમની સમક્ષ વંચાવીશ. પછી કંઇ? પણ વારૂં બ્હેન બગીચામાં રમવા ગઇ છે?

**राणी**—( સામે આંગળી બતાવી ) ઓ પેલી રમે. હમણાં તો માથું દુખવાથી સુતેલી હતી.

**राजा**—(ગભરાટમાં) માથું? શેણે દુખ્યું? તું વૈદરાજ આવે તેને દેખાડે છે કે નહી?

**राणी**--અરે! હા રે હા! દેખાડું તો ઘુંજ તો, પણ એની તો પ્રકૃતિ એવીજ છે. હમેશાં સાજી માંદી રહે છે. કોઇ દહાડો કંઇ ને કોઈ દિવસ કંઇ. પારકી કર્યાથી બેહેનની પ્રકૃતિમાં વધારે સુધારો થશે, એમ મને લાગે છે. "કોણે દીઠી કાલ"? લ્હાવો લીધો તે આપણો. "જીવ્યાથી જોયું ભલું."

**राजा**--કલ્યાણી! આવા ગાંડા વિચાર શું કરે છે? સાંભળ, જે થવા કાળ હે થયું જવાનું. ઈશ્વરેચ્છા,-જેને વ્હેમી, મુરખ લોકો નસીબ કહે છે,-તે કોઇથી મિથ્યા થશે નહિ. તથાપી આ સઘળા પરથી જણાયછે કે, કુંવરીને ઘરમાંથી કાઢી પારકે ઘેર મોકલવાની તને ઘણી હોંશ છે, અને તેમ છે તો ચાલ જન્મોત્રીની સમ્મતિ લેઈ પરણાવીશું. ( મંત્રીને નેપથ્યમાં આવતા જોઇ ) આ મંત્રેશ્વર આવ્યા. મંત્રેશ્વર! હમણાંજ હું તમને બોલવવાનો વિચાર કરતો હતો.

**प्रधान**--મહારાજ! એવી મારી શી અગત્ય પડી?

**राजा**—એટલીજ કે, આપણી સિમંતણીની જન્મોત્રી જોવડાવવી. તે એવી રાતે કે, નગરીના બધા નામીચા જોષિઓને તેડાવવા, અને તેમની સમીપ આપણા રાજજોષી જન્મપત્રિકા વાંચી સંભળાવે આ ગોઠવણ્ રાખવાની મતલબ એજ કે, તેને સત્ય વાત કેહેવાની જરૂર પડે. કારણ કે જોષિ લોકો જન્મોત્રિમાંની ખરી બીના ન કેહેતાં જજમાનની કૃપા સંપાદન કરી સારો શિરપાવ મેળવવાની આશાથી જેમ સારૂં લાગે તેમ સાકરના રવા મુખરૂપી વખારમાંથી ખાલી કરતા જાય છે. હું ધારૂં છું કે, મારી ગોઠવણથી ધારેલો વિચાર પાર પડશે.

**प्रधान**--મહારાજ! આપનો વિચાર યોગ્ય છે. સામા પ્રતિસ્પર્ધિ હોય, તો બોલતાં અને ગપાટાં મારતાં ખમચાય ખરા. વારૂ એજ માફકની કાલે ગોઠવણ કરીશ.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રાજ્યસભા.

**राजा**—જોષીરાજ! કેમ પત્રિકા લાવ્યા?

**जोषी**—હા મહારાજ.

**प्रधान**—ચાલો ત્યારે હવે તમારૂં કામ તમે ચાલતું કરો.

**जोषी**—ઘણું સારૂં મહારાજ! ( જન્મોત્રી ઉકેલે છે, એટલામાં તેની પાસે એક શાસ્ત્રી, જે જોતિષ જાણતો હતો, તેની નજરે જન્મોત્રીની સાતમી કુંડળીના ગ્રહસ્થાન પડ્યા તે જોઇને ખિન્ન થયો. પછી રાજજોષિ શું કહે છે, તે જાણવાને આતુર થઇ બેઠો. )

**राजा**—ચાલો જોષી બાવા અમે સઘળા,—તેમાં વિશેષ હું,—જન્મપત્રિકા સાંભળવાને ઘણા આતુર છિયે.

**जोषी**—ઠીક મહારાજાધિરાજ! સાંભળો,—

શું પુછવું! ભાગ્યશાળીના ઘરમાં જે વસ્તુ આવે, તે સઘળી ભાગ્યશાળીજ હોય. આપણી કુંવરીનું નામ તો સિમંતણી છે. એહેનના ગ્રહ એવા ઊંચા સ્થાનમાં આવ્યા છે કે, તે જ્યાં જશે, ત્યાં પાટલે પુજાશે, અને સુક્કા ઉજજડ વગડામાં પણ તેનું પગલું પડતાં લીલા લ્હેર થઇ જશે. કોઇ ચક્રવૃતિં રાજાના મેહેલને તે પોતાના તેજથી ઝળઝળતો કરશે. વળી તે ધર્માત્મા, ઘણીજ ગંભીર, મહા સુશીળ, ચિરંજીવી, અખંડ સૌભાગ્યવાન, ત્રિપુરારીના પરમ પદને પુજનારી, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, સ્વામી સહિત સ્વર્ગે જનાર, પરમ પતિવ્રતા, સદાચારી અને ટુંકામાં કહીયે તો હે મહારાજ! આપની કુંવરીમાં ભુમીએ બીજી દમયંતી આણી છે. આપનું ધન્ય ભાગ્ય કે, આ અમૂલ્ય રત્નની પ્રાપ્તિ આપના વંશમાં થઇ.

**राजा**—વારૂં મહારાજ! એ, આપ સરખા પવિત્ર બ્રાહ્મણોના આશિર્વાદનું, અને મારા મહાન પૂર્વજોના ધર્મનું મિશ્ર પરિણામ છે.

**प्रधान**—સત્ય છે. ( એટલામાં પ્રધાનની પેલા શાસ્ત્રીના મુખ તરફ દ્રષ્ટિ થઇ, અને જાણે રાજજ્યોષિનો તે તિરસ્કાર કરતો હોય તેમ તેના તરફ જોતો દેખાયાથી ) કેમ શાસ્ત્રીજી! આપને કંઇ આ પ્રસંગે કેહેવું છે? જો કંઇ કેહેવું હોય, તો બેલાશક બોલો. તમે આમ ઉદાસ કેમ છો?

**शास्त्री**—સેહેજ મહારાજ! એ તો હું જન્મોત્રી સાંભળી ઇશ્વરની ખુબી પર વિચાર કરૂં છું કે, આહા! ઈશ્વરની શી લીલા છે.

**राजा**—આ પંડિતના બોલવામાં કંઈ ભેદ હોય એમ લાગેછે.

**प्रधान**—મને પણ તેવું લાગે છે.

**राजा**—( શાસ્ત્રીને) ભુદેવ! તમારા બોલવામાં કંઈ ઊંડો ભેદ છે, એટલુંજ નહિ પણ તે જાણવાલાયક છે. માટે કંઇ પણ સંકોચ ન રાખતાં અમને તે જણાવવાની કૃપા કરો.

**शास्त्री**—પણ જો તે હું આ સ્થળે બોલું, તો તે વિવેકથી ઉલટું ઠરે.

**राजजोशी**—( સ્વગત ) આપણી કંઇ લુચ્ચાઈ આ પેટ બળ્યાના જાણવામાં આવી છે, અને જો તેમ હશે, તો તે પુરી ફજેતી કર્યાવગર રહેશે નહિ. કારણ અમારા પ્રપંચી કુળની સાથે એના કુળનો પરંપરાથી વિરોધ ચાલ્યો આવે છે. ઈશ્વર કરે તે ખરૂં. (પ્રસિદ્ધ) કહી દોને મહારાજ એમાં વિવેક શો ને બિવેક શો?

**राजा**—નિ:શંશય. જે સાચું છે, તે કેહેવામાં વિવેકને કંઇ બાધ લાગતો નથી, માટે મારા પર કૃપા કરી જેને તમે વિવેકની વિરૂદ્ધ ગણો છો, તે કહો.

**शास्त्री**—( નીચું જોઈ થોડીવાર વિચાર કરી ) કૃપાનિધી! મારૂં બોલવું દેખીતું અવીવેકી છે, એટલુંજ નહિ પણ આ સભા-

માં બિરાજનારા પ્રત્યેક ગૃહસ્થને થોડું ઘણું ક્લેશકારક પણ છે. પરંતુ થનાર વાત મિથ્યા થનાર નથી. સત્ય બોલવાથી અસત્ય બોલનારને તો કડવો લાગીશ, એમાં કંઇ આશ્ચર્ય નથી. કારણકે વિરૂદ્ધ સ્વભાવ તેજ વેર છે. જે સત્યવક્તા તથા સત્યશોધક છે, તેઓ તો મારૂં બોલવું જોકે ખેદકારક છે, તોપણ ખુશી થવાના અને આપ સરખા તો તે કેહેવાનો મને આગ્રહ કરોછો. રાજાધિરાજ ! સાંભળો. બેહેનની જન્મપત્રિકાની સાતમી કુંડળી પર દ્રષ્ટિ પડવાથી તેના ગ્રહોના તરફ જોતાં એવું લાગે છે કે, જ્યારે કુંવરી ચૌદ વર્ષની થશે, ત્યારે તેના પ્રિયપતીના માથા પર એક ઘાત આવશે. આ ઘાત અશુભ છતાં, પૂન્ય. દાનથી તેનું થોડું ઘણું નિવારણ થાય તેવી છે મહારાજ ! અને તેમાંજ આપણી બધી આશા અને દિલાસો છે. ( સઘળા ઉદાસીમાં પડે છે.)

**राजा**—( થોડીવાર સ્તબ્ધ રહ્યા પછી ) મહારાજ ! તમે અસત્ય કહોછો એમ મારાથી કેહેવાતું નથી, તેમ જ્યોતિષ શાસ્ત્રનાં સિદ્ધાંતો ખોટાં પણ મનાતાં નથી. તેથી મનેખેદ થાય છે. • પણ એકલો ખેદ ઉપાયરહિત નિરર્થક છે. મારે હાથ જોડીને તમને તથા સઘળા ભૂદેવોને એટલી પ્રાર્થના કરવાની છે કે, તે દુખનું વાદળ કુંવરી તથા તેના ભવિષ્યના પતીના માથા પરથી દૂર કરવા શાસ્ત્રોમાં જે જે દાન, પૂન્ય તથા વૃત્તો. ઉપવાસો કહ્યાં હોય, તે સઘળાં વિસ્તારથી કહો, કે જેથી તે પ્રમાણે કરી "પડતી ભીંતને ટેકો" આપ્યા જેવું પણ કંઇક થાય.

**प्रधान**—શાસ્ત્રીજી ! અપરાધની ક્ષમા માગતાં હું એટલુંજ કહું છું કે, થનાર વાત કોઇ રીતે આગળથી અટકળાતી નથી. "વિધાતાના લેખ" સત્ય છે. માણસો ભાગ્ય દેવીના દડા છે, જે ઉછાળતાં ગમે તો સુખના કુંજમાં કે દુખના ઊંડા કુવામાં જોતજોતામાં ગરબડી પડે છે. કાળ મહિમા દેખાડનાર ચક્રની શક્તિ પ્રત્યેક પ્રાણી પર પોતાનું બળ અજમાવે છે. એ બધા

નિયમો પાપ પૂન્યના વિભાગ પ્રમાણે સઘળાં પ્રાણી પર લાગું પડવાનાજ. પણ તે ક્યારે અને કેવી રીતે તે કોઈને આગળથી સમજાતું નથી, એમ હું તો માનું છું.

**गुरु**--પ્રધાનજી! આપનું કેહેવું સત્ય છે. માણસની બુદ્ધિની જે લિંટી નિયંતા જગદેશ્વરે દોરી છે. તેની પેલી પારનો કંઈ પદાર્થ જાણવાને કે સમજવાને માણસની બુદ્ધિ તદન અશક્ત છે. તેમછતાં જો પરાણે તેવી અગમ્ય વાત માટે ફાંફાં મારે, તો તેના પરિશ્રમનું સાર્થક એટલુંજ થશે કે, તેની બુદ્ધિ માથાના સંગીન ભાગમાંથી ખસી લગાર પોલા ભાગમાં ભરાશે.

**राजा**--ગુરૂજી! તમારી ચેષ્ટા તિવ્ર છે. તોપણ જે વિપ્ર જ્યોતિષ શાસ્ત્ર બતાવે છે, તે કલ્પિત છે, એમ મનાતું નથી. માટે તે કષ્ટને દુર કરવાને તમારી સલાહની મને જેટલી જરૂર છે, તેટલી તમારી ટીકાની નથી. (ભંડારીને) ભાઈ ભંડારી! આ સઘળા વિદ્વાનોને તેમની યોગ્યતા પ્રમાણે ભંડારમાંથી શિરપાવ લાવી આપો. (શિરપાવ વેંહેચ્યા પછી રાજસભા વિસર્જન થાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—અંતઃપુર.

**राणी**—(સુખાસનપર અંઢેલી પડતાં સ્વગત) પ્રભુ! તેં મને મોટી ઉમ્મરે રાજ્યપુત્રીને લાયક કુંવરી આપી ભાગ્યશાળી બનાવી છે. એ તારો ઉપકાર મારા પર કરેલા અનેક ઉપકારોમાં ઉમેરાયો છે. આહા! શી કુંવરીની સુંદરતા! શું એનું ડહાપણ! કુંવરીનાં અવયવોનાં સઘળાં લક્ષણો સામુદ્રિક શાસ્ત્રમાં માન્ય કરેલ લક્ષણ જોડે મળતાં આવે છે. મારા પેટે પુત્ર નથી, એટલે આ રાજ્યગાદીના વારસ તો મારા જમાત્રજ થવાના; અને જમાઈ અને

છોકરામાં ફેર પણ શો છે? કારણ “છોકરી આપી છોકરો લેવો,” એ સંસારની કેહેવત છે. જમાત્રને દત્તક કરી અહિંયાંજ રાખીશું, એટલે પુત્રી અને પુત્ર બંનેનું સુખ જોતાં અમારી આંખો ઠરશે. (એટલામાં રાજાને ખિન્ન મુખે પ્રવેશ કરતાં જોઇ) પ્રાણપતી! આપનું હંમેશ હસતું વદન આજ ખિન્ન કેમ દેખાય છે? મારા સમ મને તેનું સાચું કારણ કહો. આજ આપે રાજ્યસભામાં જોષિઓને કુંવરીની જન્મોત્રી વાંચવા બોલાવ્યા હતા, તેમાં શું આવ્યું? શું કોઇ ગ્રહ દુ:ખસુચક છે? પ્રાણનાથ! શા માટે ત્વરાથી ઉત્તર નથી આપતા? મારા સામું ટગર મગર જોઈ શું રહ્યા છો? અરે! મારૂં હૈયું કંઇ જુદાજ કુતર્કો કલ્પે છે. શું એટલી એક છોકરી પણ ઈશ્વર નહિ છાજવા દે? અથવા છોકરીના પગલાથી શું આપને, મને કે રાજ્યગાદીને કંઈ નુકશાન છે?

**राजा**—(નિશ્વાસ નાંખી) મારી વ્હાલી! લખ્યું તો થવાનું. કુંવરીએ મનુષ્ય દેહમાં અવતાર લીધો તે નહિ લીધા બરાબર છે.

**राणी**—કેમ કંઈ આકારા કાળચંદ્ર છે?

**राजा**—કારણ અને કાળચંદ્ર તો બ્રાહ્મણો જાણે. જોષિઓ જન્મોત્રી પરથી કહે છે કે, કુંવરી ચૌદ વર્ષની થશે, ત્યારે તેના પતીના માથે એક ઘાત છે.

**राणी**—પણ તે તો જપ, તપ, દાન, પુન્યથી તથા બ્રાહ્મણો પાસ રૂદ્રિઓ આલું કરાવવાથી અને કુંવરીને વ્રત કરાવવાથી મટી શકશે. અહો! ઘાત છે કે બીજું? ઘાત તો દરેક માણસને માથેથી ગઈ હોય છે, પણ તેથી કંઇ બધાં માણુસ મરી પરવારતાં નથી. મારા માથેથી ઓછામાં ઓછી સાત ઘાતો ગઇ છે, છતાં તમે જુવોછો તેમ હું હમણાં જીવતી જાગતી તમારા સામી વાતો કરતી બેઠી છું.

**राजा**—પ્રિયા! તે ખરૂં, પણ મારો જીવ સાંભળ્યું છે, ત્યારનો અધિરો બની ગયો છે. "રાંકને હાથ રતન છાજે નહિ," તેમ આંખો ખેંચાવી સંતાનમાં છોકરીની માટી મળી, તેના પણ અત્યારથી બળાપા. (ગુરૂને આવતા જોઈ રાજા, રાણી બંને) આવો ગુરૂજી! અમે નમન કરીએ છિયે.

**गुरु**—"શત સંવતસર દિર્ઘ આયુષ્યવાન્ ભવ."

**राजा**—મહારાજ! મારા જેવા સુખ, દુખમાં વારંવાર રિબાતા પ્રાણીને વધારે વાર જીવીને શું કરવું છે? હવે તો આ ક્લેશદ સંસારમાંથી છુટિયે, એવો આશિર્વાદ આપો. તમે રાજ્યસભામાં કુંવરીની જન્મપત્રિકા તો સાંભળી છે?

**गुरु**—અને તેથીજ હું તે સંબંધી તમારા તથા રાણીના મનનું સમાધાન કરવા આવ્યોછું. ધરણ તથા ગ્રહોને આગળ કરી ઘુતી ખાનાર બ્રાહ્મણોના કેહેવા ઉપરથી આપ આવા સમજુ થઇ શોકમાં કેમ ગરકાવ થાઓ છો? ઈશ્વરની ગતિ ગહન છે. તેનો પાર વેદ પણ પામ્યા નથી, તો મનોવૃત્તિને આધિન એવા જોષિઓ તેમાં શું સમજવાના હતા? તેઓ તેમની ભવિષ્યવાણીમાં લાખો વખત જુઠા પડે છે. તેઓ જન્મોત્રી જોઇ અમુક માણસ આટલા વર્ષે મરશે, એમ કહે છે, અને તેમછતાં તે માણસ જન્મોત્રીમાં કહેલાં કરતાં બમણાં વર્ષ વખતે જીવેછે. કેહેવતમાં નથી કહ્યું કે જો મોતની આગળ કોઈનો ઉપાય ચાલતો હોય. તો "વૈદનાં મરે નહી અને જોષીઓનાં રાંડે નહિ." આ કેહેવતથી જોષી, અને કેટલીક અતિશયોક્તિમાં વૈદ પણ જુઠા ઠરેછે. જ્યારે જોષિઓ અમુક કન્યા આટલામા વર્ષે રાંડશે એમ જાણી શકેછે, ત્યારે તો તેઓ તેણીના માટે દિર્ઘાયુવાન્ વર શોધી આપવાને પણ શક્તિવાન છે. માટે કોઇ તેવો વર શોધી આપે, એટલે આપણી કુંવરીને તેની સાથે પરણાવીએ. કુંવરીની જન્મોત્રીમાં તેના પતીની ઘાતની વાત લખી છે, અને જોષિઓના કોઇ શોધી આપેલા

વરની જન્મોત્રીમાં દિર્ઘાયુ ભોગવશે, એમ લખ્યું છે, તોપછી કુંવરીના કંકણુની કોરને પણ શી ધાસ્તી છે? કદાપી કુંવરીના ગ્રહ તેના પતીને નડે એમ માનીયે, પણ તેણીના વરનું દિર્ઘાયુષ ક્યાં જાય? વાઇ દેશ દેશ જો આ વારતા ઉડશે, તોપછી કોઇ કુંવરીને પરણુશેજ નહિ. માટે લગાર સમજ વાપરી આ વાતને ધુળમાં દાટશો તો તેમાં હાણી નથી. વળી જો તે કુંવરી જાણશે, તો તે બીચારી બળી બળીને મરશે. માટે શોક તજી ઇષ્ટ દેવ શંકરનું નિરંતર ધ્યાન ધરો. કુંવરીનું મન પણ અત્યારથી શીવસેવા તથા ભક્તિમાં લગાડવું. કદાપિ જોષિનું કેહેવું કંઇક અંશે સાચું હોય, તોપણ શિવજીની કૃપાદૃષ્ટિથી આવતું વિઘ્ન વચ્ચમાંજ અટકી પડે.

**राजा**—મહારાજ! આપની શિખામણ સત્ય છે. મને શિવ પર એટલો વિશ્વાસ છે, કે તે મને કોઈ દિવસ દુખનો ઓળો પણ દેખાડનાર નથી.

**राणी**—અને મારી આસ્થા પણ તેવીજ છે. કુંવરીને હમણાંને હમણાં તેની બેનપણી સાથ આપના આશ્રમ પર શીવ સેવાની વિધી શિખવા મોકલું છું. અને પ્રાણનાથ! આપ ગુરૂજીના કેહેવા પ્રમાણે મારી લાડકી શિમંતણીના જાણ્યામાં તેના કમનસીબની વાત નહિ આવે, માટે કુંવરીની પાસે આવનાર, જનાર દરેક માણસને આજ્ઞા કરવી, કે તેઓ તે સંબંધી ચું પણ ન કરે.

**गुरु**—ઘણી સારી ગોઠવણ. ચાલો હવે હું રજા લેઊંછું.

( સર્વે જાયછે; અને ગુરૂજીના કેહેવા પ્રમાણે કુંવરીની જન્મોત્રીની વાત વધારે ફેલાય નહિ, એવો બંદોબસ્ત રાજા કરેછે.)

---

# અંક ૨ જો.
## પ્રવેશ ૧ લો.

સ્થળ—રાજ્યમેહેલનો બગીચો.

**શિમંતણી**—સખિયો! આ વસંતઋતુના મહિમામાં આપણે આજે એકાદ ગરબો ગાઇએ તો ઠીક. કેમ બેહેનો હું ગાઊં, પણ તમે ઊપાડશો!

**રત્નવંદા-સુશિલા**—અમે પણ એવુંજ ઇચ્છિયે છિયે. માત્ર તારી ઉત્કંઠાની વાટ જોતાં હતાં.

**શિમંતણી**—( સખિએ। સાથ ફરતાં ગાયછે.)

ગરબી.

" અંબા જોવાની આડીરે," એ રાહ.

વસંતઋતુ સુખકારી, નર નારીને પ્યારી.—ટેક.
નિરમળ જળ નદિયોમાં વેહેતાં, મંદ ગતિને ધારીરે,—નરનારી.
વેલી, તરૂ નવપલ્લવે છાયાં, ફળ, ફુલ ફાલ્યાં ભારીરે,—નરનારી.
શિતળ, સુવાસિત વાયુ વાયે, પ્રાણીને આનંદકારીરે,—નરનારી
કોયલ ગુણ ગાય વસંતઋતુના, મધુર સ્વરે પોકારીરે,—નર૦
જન મનમાં હર્ષ પ્રિત ભરાયે, ઋતુ રચના કિધા ન્યારીરે,—નર૦
તે પ્રભુના ગુણ ગાતાં કહિયે, લીલા તારી બલિ હારીરે,—નર૦

( ગાઇ રહ્યા પછી ) બેહેન રત્નવંદા! મધ્યાન છેક નમી પાછલો પહોર થયો છે. તડકો આછો થઈ ગયો છે. પેલા કુંજની આસપાસ સુંદર, મનહર ગુલબાસો વિવિધ પ્રકારે ખિલ્યાં છે. મોગરાની કળિયો પણ દીપી નિકળી છે. જાઇ, જુઇ. ગુલાબ, ગુલછડી, ચંપો વગેરે સુગંધિમય પુષ્પો કેવાં શોભી રહ્યાં છે! પુષ્પોનો સુવાસ જેમાં ભરાયો છે, એવા શિતળ, મંદ પવનનાં લ્હેરીથી શરી ને આહા! કેવું સુખ થાયછે! ફુંવારો પણ ઉડી હોજમાં જાણે મોતીનો ઢગલો કરે છે. માળી ઝાડોને બીજી વારનું

પાણી સિંચી ગયો છે. વેલિયો અને બિજા ઉગતા છોડોએ તેમની લિલાસથી તડકાથી લગાર ઝાંખી, મંદ પડેલી આપણી દ્રષ્ટિને પાછી પ્રબળ સ્પષ્ટ કરીછે. પેલા આમ્રવૃક્ષ પર રહી કોયલાદિ મધુર પક્ષીઓએ આખી વાડી તેમના સુસ્વરથી ગાયનમય કરી મેલી છે. ચાલો હવે આપણે રોજની પેઠે વાડીમાં ફરતાં જઈ શિવજીને માટે હાર ગુંથીએ.

(તેઓ આમ તેમ ફરે છે)

**रत्नवंदा**—બેહેન શિમંતણી! આમ આવ. જો આ ખિલેલા તનમનિયાના ઝુંડમાં પેલો ગુલાબનો છોડ તેના એક ફુલ સાથે કેવો શોભેછે!

**शिमंतणी**—વાહ! એમાં શું પુછવું? જાણે સરખી વયના મિત્રમંડળમાં કોઇ ચક્રવર્તિ રાજાનો પાટવી કુંવરજ બિરાજતો હોય ના. પણ અલી! ગુલાબની પાસે એક જો વેલિ હોત, તોપછી તેની શોભામાં મણા ન રહેત.

**सुशीला**—(રત્નવંદા તરફ કટાક્ષ કરીને) રત્નવંદા! સમજી કે?

**रत्नवंदा**—ના બેહેન મને તો સમજ નહિ પડી. કુંવરીની સમસ્યાપૂર્તિ તું કર.

**सुशीला**—કુંવરીની અલંકારિક ભાષાનો ખરો અર્થ એ કે, ગુલાબના છોડની જગ્યાએ કોઇ ચક્રવર્તિ રાજાનો પાટવી કુંવર સમજવો. તનમનીઆ, એ આગળ પાછળ બેઠેલા તેના મિત્રો સમજવા. અને તે ગુલાબના છોડની પાસે એક પ્રફુલ્લિત વેલીની ન્યૂનતા બતાવી, તે પોતેજ. સારાંશ કે, પોતાને કોઈ ચક્રવર્તિ રાજાના પાટવી કુંવરની પટરાણી થવું છે, અને કોઇ શુભ પ્રસંગે તે જ્યારે તેમના મિત્ર મંડળમાં બિરાજ્યા હોય, ત્યારે પોતાને અર્ધાંગ બની તેના પડખામાં વિરાજવું છે. કેમ સખી શિમંતણી! તારો મનોરથ એજ કે?

**रत्नवंदा**—( હસતાં ) શાબાસ ! સુશીલા ! શાબાસ ! લોકોના મનના મર્મ સમજવાની તારામાં ઠીક બુદ્ધિ છે. મારાથી તો બા ! કંઈ સમજાય નહિ.

**शिमं०**—( હસાઈ જવાથી બીજી ગમ મોં ફેરવીને ) બીજો કંઈ કામ, ધંધો હોય, તો તેમાં મન ગુંથાય, પણ તેમ ન હોય, એટલે સ્વભાવિક રીતે કુતર્કો સુઝેજ તો. "જેવું હૈયે હોય, તેવું ઓઠે આવેજતો." કમળાવાળું માણસ બધાંને કમળાવાળાં દેખેછે. મેં તો સેહેજ ફુલની શોભા કહી, બાકી તારા મનની તેવી ઈચ્છા હોય, તો તું જાણું.

**सुशीला**—રત્નવંદા ! અલી જોયું કે ? "મનમાં ગમે ને મુંડી હલાવે" તે આનું નામ. મનની વાત કહી, ત્યારે માંઢું કેવું થાળી જેવડું થયું.

**शिमं०**—ચાલો આજે પેલા ફુંવારાની ગમત નિરખીએ.

**सुशीला**—જો બ્હેન રત્નવંદા ચતુરાઇથી કેવી વચ્ચે આડી વાત કાઢી બેઠી. ( તેઓ ફુંવારા પાસ આવે છે.)

**रत्न०**—અલી ! જો તો ખરી આ ફુંવારાની ધાર કેવી જોસબંધ છુટે છે !

**सुशीला**—જાણે પાટવી કુંવરનું નામ લેતાં શિમંતણીની ડુંટિમાંથી નિકળતો હરખનો ઉમળકો.

**शिमं०**—જોની કંઇ શરમ હોય તો.

**सुशीला**—શરમ શાની, સાચે સાચું કેહેવામાં ?

**शिमं०**—હશે. પણ આ જુઓ કાલે કુંડમાં આ કાપા સુધી આપણે પાણી જોયાં હતાં, અને આજ આટલાં ઓછાં કેમ ? દહાડે દહાડે તો તે વધવાં જોઈયે, કે ઘટવાં ?

**रत्न०**—ઇશ્વરી નિયમાનુસાર તો તે વધવાં જોઇયે; જેમ હમણાં તારામાં પ્રતિદિન યૌવનનું પાણી વધતું રહે છે તેમ. પણ સખી ઘેલી! એમાંથી તો લેઇને માળી ઝાડને પાણી સિંચે છે, તેથી તે ઘટે નહિ તો શું વધે? પણ બેહેનો ચાલો પેલા દ્રાક્ષના કુંજમંડપમાં બેસી આપણે પક્ષિઓના માળાની રચના, વાતો કરતાં, તપાસીએ.

**शिमं०**—(લગાર આડ ફાટી મરડાઇ) જાઓ તમે બંને. હું તો તમારી સાથે નથી આવતી. હું તો મારે ફુલ ચુંટી હાર ગુંથીશ.

**सुशीला**—બેહેન એવી રીતે તું ઘણી આગળ રિસાઈ બેસજે. કે તે પછી તારૂં મન મનાવે. પણ અમારા પ્રત્યે તો તે નિરર્થક છે. (હસીને) એમ તે રસ્તામાં બેસી જવાય. ચાલ, ચાલ (બધાં ત્યાં જવા લાગે છે.)

**सुशीला**—(એક પાસે આવેલા ફુંવારાના પાણીમાં જોઈ) આહા! તે દિવસના કરતાં આજ તો આ ફુંવારામાં ઘણાં માછલાં છે.

**रत्नवंदा**—અલી સુશીલા! આ બધાં માછલાં તાકીને શિમંતણીના સામું કેમ જોઇ રહ્યાં હશે વારૂં?

**सुशीला**—તું સમજતી નથી. એ બધાં આશ્ચર્ય પામ્યાં છે કે, "વળી આ બે અમારી પ્રતિસ્પર્ધા કરનાર કોણ છે? અમે તો પાણીમાં રહિયે છિયે, અને આ તો કમળ ઉપર રમે છે. અમારા કરતાં એ વધારે ભાગ્યશાળી એટલા માટે છે કે, અમે કમળને ફક્ત જોઈ શકીયે છિયે, પણ તે પર ચઢી રમવાની જે શક્તિ અમારામાં નથી. તે એનામાં છે." સમજી? માટે તે માછલાં તેના તરફ ધારીને જોઇ રહ્યાં છે.

**रत्नवंदा**—હા, હા, હવે મને સમજ પડી. એની હરણના જેવી કાળી, તેજદાર આંખ, ચંચળતા અને ઘાટમાં મચ્છની અક્ષિકાને પણ હરાવે એવી છે. અને તેવાં નેત્ર તેના મુખરૂપી

કમળ ઉપર વિરાજતાં જોઇ સઘળાં માછલાં વિસ્મય થયાં છે. કેમ એમજ કે ?

**सुशीला**--બીજું શું જે.

**शिमं०**--(સ્મિત હાસ્યથી લગાર મોં મરડી) જોની કંઈ લાજ છે ? જાણે ભણેલી તો પોતેજ છે, અને તર્ક તો પોતાનામાંજ ભરેલા છે. વાણીચાતુર્ય તો જાણે પોતાના સિવાય અન્યને આવડતુંજ નથી. ચાલ હું તો મારે પુષ્પ ચુંટું. (એમ કહી ફુલનાં ઝાડવાં તરફ ચાલવા માંડે છે, તેની સાથે તેની સાહેલીઓ પણ ચાલે છે. એટલામાં દાડમડીના ઝાડ પરથી એક દાડમ કાગડાએ કોતરી પાડયું, તે શિમંતણીના પગ આગળ પડયું અને પાકેલું હોવાથી ફાટી ગયું.)

**सुशीला**--અલી રત્નવંદા ! જોયું કે આ દાડમ પડયું તે ?

**रत्नवंदा**--હા. પણ આપણા પગ પાસે ન પડતાં શિમંતણીના પગ આગળ તે શા માટે પડયું ?

**सुशीला**--તું સમજી નહિ કે ? શિમંતણીના દાંતની પંક્તિ જોઈ એ લજવાયું, માટે રીસ ચઢાવી નીચે તુટી પડી એના પગ પાસે આવી મોત માગે છે. અરેરે !

**शिमं०**--એ તો તારા દાંતની મારી પાસે પગે પડી એવી રાવ કરે છે કે, "મારો સ્વભાવિક હક્ક તારી સખીએ છિનવી લીધો છે, માટે તું રાજકુંવરી છું, તેથી તારા પિતા પાસે ફરિઆદ કરી મારો હક્ક ઝુંટાવ્યાની તેને શિક્ષા કરાવ."

**रत्नवंदा**--ઉત્તર તો આ વખત લગાર લંબાણથી આપ્યો પણ તે મને અર્થાનુસાર લાગતો નથી.

**शिमं०**--એમ કે ? વારૂં તેમ તો તેમ.

(ફુલ ચુંટી એક કુંજમાં જઇ આરસપહાણની શિળા ઉપર

બેસી ત્રણે જણીઓ ચંપા તથા મોગરાનાં ફુલના મિશ્રિત હારો ગુંથે છે.)

**शिमं॰**—હાર તો એવો ગુંથું, કે કોઈ બે ઘડી જોઇ રહે.

**रत्न॰**—કોઇ તો પરણ્યા પછી જોશે. હમણાં કોઈ ક્યાંથી જોશે? પરણ્યા પછી એમ કહું તો સંભવતું. કેમ સુશીલા ખરૂં કને?

**सुशीला**—હાજસ્તો.

**शिमं॰**—તમે તો બંને જણીઓએ સંપ કર્યો છે. એક બોલે કે બીજી ઉપાડી લે, અને બીજી બોલે, કે પેહેલી ઉચકે. હું તો મારે એકલી એટલે મારા તરફથી કોઇ બોલનાર છે?

**रत्न॰**—ચાલ સુશિલા! આપણે રાણી બાને કહિયે કે, શિમંતણી એકલી છે, માટે તેને પરણાવી બેકલી કરો. એટલે પછી પરણ્યો એના તરફથી બોલવા આવે.

**शिमं॰**—(હાસ્યથી) તમે બંનેએ કરવા શું ધાર્યું છે? મારૂં તો બોલતાંજ ગળું પકડો છો. કેમ કંઈ મોંહુ બોહું બંધ કરાવવાનો વિચાર છે શું?

**बन्ने सखीयो॰**—પણ એમાં અમારો વાંક હોય તો કહે. તું જે માર્મિક બોલે છે, તેનો સ્પષ્ટ અર્થ કરી અમે અકેકને સમજાવીએ છિયે. શું કામ એવું બોલે?

**शिमं॰**—તમારા માટે હું મુંગી થઇશ કેમ? (એમ કહી ગુંથેલો હાર દેખાડી) જુવો મેં કેવડો મોટો હાર ગુંથ્યો. (ભરીને) હજુ ચાર આંગળ મોટો કરૂં તો સારૂં.

**रत्न॰**—(સુશીલા સામું જોઇ) અલી! શીવને માટે તો પેલા પાંચ હાર ગુંથી જુદા મેલ્યા છે. અને પોતાની કોટમાં આવે એવડો તો હાથમાંનો હાર થયો છે, છતાં ચાર આંગળ તેને મોટો શામાટે કરવો જોઇયે?

**सुशीला**--ગાંડી! એટલુંએ તારા સમજ્યામાં નથી આવતું, એ શું? એવડો હાર એની ડોકમાં તો બરાબર થાય છે, પણ જ્યારે કોઈ ચક્રવર્તિના પાટવી સાથે આપણી બેહેન શિમંતણી પરણી પટરાણી થશે, ત્યારે તે ભાગ્યશાળી કુંવરની કોટ તો છાતીની વિશાળતાના પ્રમાણમાં કુંવરીની છાતી કરતાં વધારે લાંબી, અને પોહોલી હોય. એટલે જે હાર કુંવરીને બરાબર થાય, તેના કરતાં તેને ચાર આંગળ વધારે મોટો હોય, તોજ પુરો પડે, એવું આગળથી વિચારી તે ગુંથવામાં આજથી અભ્યાસ કરે છે.

**रत्नवंदा**—ખરૂં બેહેન! એ વાત મારા લક્ષમાં બરાબર ઉતરી. આહા! કુંવરીની કેવી દુરઅંદેશી!

**शिमं०**—ધન્ય વિધાત્રિ! કલ્પનામાં તે વળી શું કેહેવું? "સુતારનું ચિત્ત ક્યાં? તો કે' બાવળિયે". એકજ વાત જ્યાં મનમાં રમવા લાગી, કે પછી આડું અવળું શું સુઝે? લ્યો ઉઠો હવે, છેક અંધારૂં થવા આવ્યું છે. નાગ, બાગ મોગરાઓની છવાયલી ઘટામાંથી નિકળશે, તો તમારા રંગમાં ભંગ પડશે. (ગુંથેલી વેણીનો અંબોડો મજબુત કસી ખાંધ પર ખસી પડેલી ઓઢણી માથે ઓઢે છે.)

**रत्नवंदा**—જુઓ ક્ષત્રાણી થયાં છે! એમ બિહો છો, તો પછી વસંતઆદિ ઓત્સવમાં રાતના પાટવી કુંવર સાથે વાડીમાં કેમ ફરશો?

**सुशीला**—(હાસ્યથી) એમ નહિ. એનું બોલવું બરાબર છે. એણે ધાસ્તિ બતાવી માથે ચિર ઓઢયું, એનો અર્થ તારા કળ્યામાં ન આવ્યો?

**रत्नवंदा**—ના.

**सुशीला**—એમ કે, સુખડના ઝાડ ઉપર કોઈ કોઈ વાર સુગંધના માટે નાગણ વિંટળાઈ વળે છે, અને તેવામાં નાગ પણ

સુખડની સુગંધથી અને નાગણના લોભથી ઉપર આવી વિંટળાય છે. તે એણે ઘણીવાર જોયું છે, માટે—

**रत्नवंदा**—હાં હાં સમજી હવે સમજી માટે શિમંતણીને એવી બીક લાગી કે, રખેને મને સુખડનું ઝાડ જાણી, મારા ચોટલાને નાગણ સમજી તેના લોભથી મારા ઉપર કોઈ નાગ ધસી આવશે. સુખડના ઝાડમાંથી જેવી સુગંધ નિકળે છે, તેવી એના શરીરમાંથી સ્વભાવિક ખુશબો છુટે છે. એટલે એનું અંગ એ સુખડનું ઝાડ, અને ચોટલો એ નાગણ જાણી નાગ કહિંથી નિકળી આવે.

**सुशीला**—જો એમ હોય, તો એનો વળી એવો અર્થાલંકાર થાય છે કે, જેમ નાગણની પુંઠે નાગ ફરતો ફરે છે. અને જ્યાં તેની માદા જાય છે, ત્યાં તે પણ શોધતો શોધતો જાય છે. તેમ શિમંતણીની પાછળ પણ કોઇ પાટવી કુંવર પ્રેમાંધ થઈ ખેંચાતો આવે. કંઈ નહિ બેહેન ! ધભરાઇશ નહિ. હવે અમે ત દહાડો જેમ પાસે આવે તેવો ઉપાય કરીયે છિયે.

**शिमं०**—( ચિડાઈ ) બળ્યું કાંઈ બોલતાં આશંકાજ આવતો નથી. પણ મારે શું મારા મનમાં તેવું હશે, ત્યારે કને ?

**रत्नवंदा**—અલી સુશિલા ! બેહેન હવે મુગ્ધાવસ્થામાં આવી ચુક્યાં હો. જોયા એના હસતી વખતના ચાળા, ચસકા ? ખરેખર, એનાં સઘળાં હાવ, ભાવ પાટવી કુંવરને વસ કરે, અને તેને પટરાણી બનાવે, એવાં છે.

**सुशिला**—પણ એના મનોરથ પુર્ણ થાય, માટે આ વાત આપણે બનતી ઉતાવળે રાણીજી આગળ હવે છેડવી.

**शिमं०**—જાઓને કહોને એમ કરી મને ડરાવો છો શું ?
( શિવના મંડપમાં ત્રણે સાહેલીઓએ પુજા કર્યા પછી )

**सुशिला**—રત્નવંદા ! શિમંતણી આપણા કરતાં શિવજીને વધારે વાર પગે લાગી અને કંઇ બરબડી, તે શું વરદાન માગ્યું હશે?

**रत्नवंदा**—લે ને આપણે તેને તે પુંછી જોઈએ. બેહેન શિમંતણી ! શિવજી પાસ કયો મનોરથ પૂર્ણ કરવાનું વરદાન માગ્યું?

**शिमं०**—તમે બંનેએ પગે લાગીને શું માગ્યું ?

**बन्ने**—અમે તો ગમે તે માગ્યું.

**शिमं०**—ત્યારે મેં પણ ગમે તે માગ્યું. પણ અલી ! આ ચંદ્રની કળા પ્રતિદીન તેજમાં ક્ષિણ કેમ થતી જાયછે ? વળી કેટલાક દિવસ તો ચંદ્ર બિલકુલ જણાતો નથી.

**सुशिला**—તને તેનું કારણ માલમ નથી કે ? જો કહું સાંભળ. એ રોજ વધી વધીને તારા મોંઢાની તુલના કરવા જાય છે, પણ કંઇ વળતું નથી, તેથી પરિયંતે પુનમે પોતાની સોળે કળા ધરેછે. પણ તારા શશીવદન આગળ તેની શોભા તોયે ઝાંખી પડે છે, ત્યારે પછી હારીને બીજા દહાડાથી એટલે વદ પડવેથી પસ્તાવો પામી ક્ષિણતા પામતો જાય છે. અને તેમ ક્ષિણતા પામીને થોડા દહાડા સુધી તું જેમ કહું છું તેમ બિલકુલ જણાતો નથી. અને તારૂં મુખ જોઇ બળ્યાં કરે છે.

**शिमं०**—બળ્યા બોલ્યાનાજ ભોગ. બોલ્યાં કે તરત ચેષ્ટા કરવી.

**रत्नवंदा**—સુશિલાનું કેહેવું ખોટું છે, એવી મારી ખાત્રી કરી આપને.

**शिमंतणी**—તમે તો બંને જણીઓ સત્યવક્તાજ છોને. પણ ચાલો હવે મેહેલમાં જઇને વાળું કરિયે. ( ત્રણે સખિઓ મેહેલમાં જાય છે. )

– —

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—અંતઃપુર.

**राणी**—પ્રાણનાથ! હવે આપણે કુંવરીને ક્યાંસુધી ઘરમાં ઘાલી મેલવી છે? લોકોમાં અમથી વાતો ચાલે છે કે, જન્મોત્રીની બીકથી કુંવરીને આપણે પરણાવતાં નથી. જગતને મોંઢે તે કંઇ હાથ દેવાય? પણ હવે વધારે વાર કુંવરીને કુંવારી રાખતાં આખી દુનીઆ તે વાત જાણશે, અને પછી પરણાવતાં આપણને "નેવનાં પાણી મોભે ચઢાવ્યા જેવું થશે." વળી છોકરીને ઉમ્મરમાં આવ્યા પછી કુવારી રાખતાં માથે કલંકનું પણ ભય રહે છે. તમે કુંવરીને હમણાંની જોઇતો હશે? મારી પેઠે તે ઉઠાવે જબરી, એટલે ચૌદ વર્ષની છતાં સત્તર, અઢારની હોય તેવડી જણાય છે. આજ સવારે કુંવરીની મેડીએ ગઇ, તેટલામાં તે સ્નાન કરી આવી. લુગડું શરીર પર જેમ તેમ વિંટાળેલું એટલે મને દેખી શરમાઇ સમું પેહેર્યા પછી મારી પાસે અથવા મારી સામે ન બેસતાં એક બાજુ પરના સુખાસન પર બેઠી. એનાં સઘળાં અવયવો ધારી ધારીને જોતાં માનશો પ્રાણનાથ! મારી તો ધિરજ રહી નહિ. મોંઢા પરથી બાળપણાની સ્વચ્છતા ઉતરી છે. આંખ સ્થિર, નિર્દોષ મટી ચપળ થઇ છે, અને અન્ય પદાર્થ કરતાં તે સ્વભાવિકરીતે અંગનાં અવયવો પર વધારે ફરતી રહે છે. ચાલમાં પણ ફેર પડયો છે. તેનું મન વારંવાર સંદેહ ધારણ કરતું, તથા તર્ક, વિતર્કમાં ઉછાળા મારતું હોય, એમ વ્યગ્ર લાગે છે. મેં જ્યારે મારી પાસે બોલાવી ત્યારે પેહેલાં તો પાસે બેઠા છતાં તેણે સાંભળ્યું નહિ, અને ફરી બોલાવતાં સાંભળ્યું, ત્યારે અવયવો સંકોચતી, અને સામેના આરસામાં પોતાનું પ્રતિબિંબ નિહાળતી મારી પાસે આવી ચુપ ઉભી રહી. પણ બૈરૂં બૈરાંની ગત જેટલી સમજે, તેટલી પુરૂષ સમજી ન શકે. પોતાની સરખી વયની છોકરીઓને

સાસરે જતી જોઈ તે હિઝરાતી હશે. માટે હવે જેમ તેને ત્વરાથી પરણાવો તેમ બહું સારૂં.

**राजा**—પ્રિયા ! તું સાચું કહું છું. પરમ દહાડે મારા મનમાં પણ એજ વિચાર આવ્યો હતો, પણ મેં તે તને કહ્યો નહિ કુંવરી યોગ્ય વયમાં આવી છે, તે તો માત્ર સેહેજ દૃષ્ટિ નાંખવાથી જણાય છે. નીતિશાસ્ત્રનું એવું વચન છે કે, પોતાના પિતા આદિ વડિલોથી જો છોકરીએ શરમાવા માંડ્યું, તો તે યોગ્ય વયે આવી ચુકી સમજી તેને પરણાવી સાસરે વળાવવી. માટે આજથી વરની શોધ કરી ચાલતા વર્ષમાં કુંવરીને પરણાવીશું. પછી કંઈ ? ( પછી થોડે દહાડે નળ વંશના ચંદ્રસેનના પુત્ર ચિત્રાંગદ સાથે ઘણી ધામધુમથી શિમંતણીને પરણાવે છે. કન્યાદાન દિધા પછી સર્વેને મનમાનતી વિદાયગીરી આપી જાનને વળાવી, અને ચિત્રાંગદ કેટલાક માણસો સાથે સાસરે દશાઈ રમવા રહે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અંતઃપુર.

**राणी**—પ્રાણપતી ! આહા ! ઇશ્વરનો કેવો મહિમા છે મને સ્વપ્નમાં પણ એવી આશા નહિ હતી કે, આપણને આવો ચક્રવર્તિનો પાટવી અને સદ્ગુણી પુત્ર જામાત્રના સંબંધમાં મળશે. એનું પ્રસંગોપાત બોલવું સ્વભાવિકરીતે વિવેક અને ન્યાયથી ભરપૂર છે, તથા એની રેહેણી વેરીમાં વાસ પુરે તેવી છે એનું મુખ તો જાણે તેજનું બિંબજ તો. નિઃશંશય ઇશ્વરે એનાં માબાપને પોતાની પૂર્ણ કૃપાની એ એક પ્રસાદી આપી છે. એનાં માબાપને પણ આપણી પેઠે પૂત્ર જોઇ કેવી તાઢક વળતી હશે ? આપણી શિમંતણી જેવી રૂપે, ગુણે સંપૂર્ણ છે, તેવો તેને વર પણ મળ્યો. પરમ દહાડે એમને બંનેને સાથે આવતાં જોઇ મને રામ, સીતાનું જોડું યાદ આવ્યું. બંનેનાં મુખ સૂર્ય અને કમળ જેવાં સોહામ-

ણાં દેખાય છે. એકની ચાલ પરાક્રમી સિંહ જેવી, તો બીજીની ચાલ હંસણીના જેવી મંદ. ઢળકતી છે. પ્રભુ પાસથી દશે આંગળિયે ધૂળ ચાટી માગી લેઉ છું કે, તું એ બેમાંથી કોઈનો વાંકો વાળ કરીશ નહિ. એમાં અમારૂં કંઈજ નથી. એ સૌ તારી પ્રસાદી છે. પ્રાણનાથ! હું તો વારંવાર એમ બિતી અને છળતી ઇશ્વરની પ્રાર્થના કરૂં છું.

**રાજા**—પ્રિયા, એટલી બધી ચિન્તા શામાટે જોઈયે? આપણે શું ઇશ્વરના કાળા તલ ચોર્યા છે કે, તે આપણને દુખનો અવસર દેખાડશે. શાસ્ત્રના વચન પર મને ભરૂંસો છે કે, જે પરમેશ્વરને શરણે ગયું, તેનું દુખ એની મેળેજ વિરામ પામ્યું. શિમંતણીના મનનું વલણ પણ સ્વભાવિક રીતે શિવભક્તિ તરફ વિશેષ છે. હું તેને પ્રતિ સોમ પ્રદોષે અને સાંજ સવારે શિવની પુજા કરતી જોઉછું. વાડીનાં સઘળાં પુષ્પનો ઉપયોગ તે શીવજીના માટે હારો ગુંથવામાં કરે છે. વારંવાર તેના મુખમાંથી "શીવજી તું કરે તે ખરૂં," એવા પવિત્ર શબ્દ નિકળતા સાંભળું છું. મને તે પરમ કૃપાળુ પર ખરેખરો વિશ્વાસ છે કે, તે આપણને તો શું, પણ આપણા સંબંધમાં રહેલા આપણા વેરીઓને પણ દુઃખના દહાડા નહિ દેખાડે. માટે પ્રિયા! તું નિર્ભય રહે. તારી ચિન્તા ખરી છે. કે જે ચીજ દુર્લભ છે, તે વિશેની ધાસ્તિ સ્વભાવિક રીતે બધાંને રહેછે. પણ હે કલ્યાણી! ધીરજથી પરમેશ્વર પર વિશ્વાસ રાખે સૌ સારાં વાનાં થાય છે. ખરેખર આપણો જમાઈ આગળ જતાં ન્યાયમાં તો ધર્મ રાજાની પદ્વીએ પહોંચશે. કાલે ન્યાયાસન આગળ બે અપરાધીઓને ઉભા કર્યા હતા. તેમાંથી કોઇ પોતાનો અપરાધ કબુલ નહિ કરતાં એક એકના ગળામાં તેમના પર આવેલું તહોમત પરોવતા હતા. તે કામ ન્યાયાધિશ પાસથી બુદ્ધિની પરિક્ષા કરવા મેં જમાઈને સોંપ્યું. તેણે ધરમશાસ્ત્ર પ્રમાણે ન્યાયાધિશની સમિપે એવો તો સ્પષ્ટ ન્યાય કરી આપ્યો, કે બધા

ન્યાયસભા તેની બુદ્ધિ જોઇ છક્ક થઇ ગઇ. નળ વંશની ગાદીજ પ્રતાપી છે, કારણ કે તેના પર જે રાજાઓ થઇ ગયા છે, તે બધાએ સદ્ગુણોથી કિર્તિના ભંડાર ભર્યા છે.

**राणी**—પ્રાણનાથ ! આપણે ત્યાં નવેનિધ અને અષ્ટમાસિદ્ધ છતાં, જે દહાડે કુંવરી આઠ વર્ષની હતી, ત્યારથી મને એની ચિન્તામાં ઊંઘ પણ આવતી નહિ. પણ પાંચમા દહાડા ઉપર પરણાવી એને ઉતારામાં વળાવી છે, ત્યારથી હવે મિઠી ઊંઘમ એટલી ઊંઘું છું, કે સવારમાં આંખ ઉઘડે છે. "કરજદાર અને દીકરીના માબાપને ઊંઘ નથી આવતી" એ ખોટું નથી. વારૂં આપે કુંવરીને સાસરવાસામાં શું શું આપવા ધાર્યું છે? કેટલા દાસ, દાસી સાથે આપવાનો વીચાર છે, તે કહો. કારણ જાનને ગયાને આજ પાંચ દહાડા થયા માટે વહુ વરને તેડવાને આણાવાળા આવશે, તેમની જોડે સઘળી વિદાયગીરી સાથે બેહેનને વળાવવાં પડશે.

**राजा**—એ વિશે પ્રધાન જોડે મેં આગળથી વિચાર કરી એક ટીપ તૈયાર કરી છે. તે હું તને ફુરસદે વાંચી સંભળાવીશ. ચાલ હવે રાજ્યસભામાં જાઊં. (જાયછે)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ઝરૂખો.

**शिमं०**—(પોતાની બંને સખીઓને) મારી વ્હાલિ સખિયો ! છોકરી પરણ્યા પછી પારકું ધન ગણાય છે. તેનો અમલ પિયેર પરથી ઉતરી સાસરા પર સ્થાપિત થાય છે. સાસરે ગયા પછી છોકરી ભાગ્યેજ કામ આવશે, એવું ધારી મહિયેરીયાં તેની આશા થોડી ઘણી છોડે છે. તમે પણ શું એવું વિચારી મારા પરથી માયા ઉતારી નાંખી?

**बन्ने सखीयो**—કેમ વારૂં ?

**शिमं**—કેમ વારૂં શું ? એવુંજ જણાય છે ને. આજ ત્રણ દહાડે મોંઢું બતાવવા આવ્યાં તે પરથી.

**सुशिला**—(હાસ્યમાં) મારી શાણી સખી ! આપણને સંગાથે ખાધા વિના, સાથે સુતા વિના, અને સાથે રમ્યા વિના એક ઘડી નહિ ચાલતું,-તે આજ ત્રણ ત્રણ દહાડા થયાં અમે તને મળ્યાં નથી, તે શું કારણ વગર ?

**शिमंत**—શું કારણ ? તમને કોઈએ કંઇ કડવો શુકન કહ્યો?

**सुशिला**—નાના એમ નહિ. તું જ્યારે એકલી હતી, ત્યારે તને ગમત આપવાને અમે આવતાં. હવે પરમ કૃપાળું શિવજીએ તને અમારા કરતાં સર્વોત્તમ ગમત આપે એવી સામગ્રી આપી,-જે સામગ્રીમાં એવો ચમત્કાર છે કે, તેમાં માત્ર બે કરતાં વધારે માણસ હોય તો, જોઇતી ગમત મળતી નથી. હવે તું ને તારી સામગ્રી મળી બે જણાં તો થઈ રહ્યાં, ત્યારે પછી અમથાં અહિં આવી “ સોનાની થાળીમાં લોખંડનો ખીલો ” અમારે શા માટે થવું?

**शिमं०**—માની જણી બેહેન કરતાં અધીક પ્રિતી દેખાડી આખરે તમારા માયાળું સ્વભાવને નહિ છાજે એવાં અનુચિત અને હૃદયભેદક વચન તમારા મોંમાંથી નિકળે, તોપછી મારે તે મારૂં દુર્ભાગ્યજ સમજવું. સૃષ્ટિના નિયમાનુસાર હરેક ચીજ જુગલ હોવી જોઈયે, અને તે નિયમ મારા સંબંધમાં પણ ઈશ્વરે ખરો પાડી મને આભારી કરી. પણ એમ કેમ કેહેવાય કે એકલા મારા ભાગ્યના પ્રતાપથીજ મને રૂપ, ગુણમાં સમોવડ જોડ મળી મારા ભાગ્યની સાથે તમારા અંતઃકરણનો પવિત્ર આશીર્વાદ ક્યાં જાય ? અને જ્યારે તમારા આશીર્વાદથી મને તેવો માનીતો વર મળ્યો, છતાં હું તમને જો વિસારૂં, તો મારા કરતાં વધારે અભા-

ગિયણ કોણ? એકજ પુરોહિતના હાથ તળે, એકજ દેવનું પુજન કરી, અલુણાં આદિ ઘણાં વ્રતો જેણે તમારી સાથે કરેલાં, તેને આવતાં વ્રતો એકલાં રહી કરવાં પડશે, તેથી શું થોડું લાગશે? વળી હું જયાં ઉછરી,-જયાં મન માન્યું લાડ લાડયું,-જયાં જ્ઞાન મેળવ્યું,-કોઈ બે ઘડી સંભાળી નહિ લે, એવી અશક્ત અને કુટિલ બાલ્યાવસ્થા જયાં કાઢી,-જેના ખોળામાં મળ, મૂત્ર કરી આવડાં મોટાં થયાં,-એવાં ગુણનાં ભંડાર, જેનાં જન્મો જન્મનાં ઓસિંગણ એવાં માયાળુ માબાપ જ્યાં,-જે વાડીમાંથી ફુલો ચુંટી શિવજીને ચડાવતી, એવી વાડી અને એવું શિવાલય જયાં,—આ બધું ત્યાગ કરી અજાણી નગરીમાં, અજાણ્યા મેહેલમાં, અજાણ્યાં સગાં, સંબંધીઓમાં, જવું એ શું બધું એકદમ વગર જોયે પસંદ પડી મને પ્રિય લાગે છે? એનો ખેદ તો થાય છે, તેમાં વળી તમે આવાં હૃદયભેદક વચન કહી તમારી પ્રિતીની નિવૃત્તિ વળાવો, ત્યારે બેહેનો! મારા મનને સુખ શી રીતે થાય? ( ગળગળી થાય છે. )

**બંને સખી**—( અન્યોઅન્ય ) અલી! આપણે તો ચેષ્ટામાં કહ્યું, પણ એને તો સાચું સમજાયાથી ઘણું માઠું લાગ્યું હોય એમ જણાય છે. ( શિમંતણીને ) બેહેન! આટલું બધું માઠું શા માટે લાવે છે? અમે તો તારી સાથે હાસ્ય કર્યું. તું એમજ વિચારને કે અમને પેહેલાં તો તારા વગર કેમ ગમશે? સાચું માનજે કે, જ્યાં તું જઇશ, અને જ્યાં તને વગર મુલની આ દાસીઓનો ખપ પડશે, ત્યાં અમે લગાર સંદેશો મોકલતાં તરત દોડી આવીશું. અરે ગાંડી! એ તો બે ઘડીનો વિનોદ. તું એમ સમજે છે કે, તારા વિયોગથી અમને કાંઈ નહિ લાગતું હોય? ( એટલામાં ચિત્રાંગદને આવતો જોઇ બંને સખીઓ સંકોચાઈ જાય છે, પણ તેમને સંકોચતાં જોઈ રાજકુંવરજ પાસેના દિવાનખાનામાં ફંટાઇ જાય છે, તેજોઈ.)

**સુશીલા**—કેમ ક્ષત્રી થઇ અમારાથી ડરી બીજો માર્ગ લીધો ?

**ચિત્રાંગદ**—( પાસે આવી હસતાં ) નીતિશાસ્ત્રમાં એવું કહ્યું છે કે,

**नदिनांच नखीनांच, शृगिणां शस्त्र पाणिनाम्**
**विश्वासो नैवकर्तव्यः स्त्रीसु राज कुलेषुच.**

માટે સ્ત્રિયોનો વિશ્વાસ અમે કરતા નથી, અને તેથી તેઓ હોય, ત્યાં જતા પણ નથી.

**રત્ન॰**—ઠીક ત્યારે. અમારી શિમંતણી પણ તમારો વિશ્વાસ હવે નહિ કરશે.

**સુશિલા**—ખરૂંજસ્તો.

**શિમં॰**—ઠીક તાલ આણ્યો.

**ચિત્રાંગદ**—( સ્મિતમુખથી ) તમારી સખી મારો વિશ્વાસ કેમ નહિ કરે ?

**સુશિલા**—તે શ્લોક પરથી વિચારો.

**ચિત્રાં॰**—તમેજ કહો.

**સુશિલા**—કેમ બહેન શિમંતણી ! એમના નીતિશાસ્ત્રમાંના શ્લોકમાં જેની પાસ હથિઆર હોય. અને જે રાજકુળનો હોય. તેનો પણ વિશ્વાસ કરવાની મના કરેલી છે કને ? ત્યારે એમની પાસે તો શસ્ત્ર છે, અને પાટવી છે. એટલે રાજવંશી પણ ખરા. માટે શ્લોકના હેતુ પ્રમાણે તારે એમનો વિશ્વાસ કરવો નહિ.

**શિમં॰**—પોતાના નીતિશાસ્ત્રથી પોતેજ બંધાયા.

**ચિત્રાં॰**—સાબાશ ! જેમ જેમ અનુભવ થતો જાયછે,તેમ તેમ મારો સંદેહ દુર થતો જાયછે.

**सुशिला**—અલી શિમંતણી! સાંભળી રાજ્યપંડિતાઈ! આપણને અર્થ જ્ઞાન છે કે નહિ, તે જાણી લેવાને કેવી યુક્તિ કાઢી!

**रत्न०**—વળી એમ પણ પરિક્ષા કરી કે, આપણને વાણી ચતુરાઈ આવડે છે કે નહિ.

**शिम०**—છોની પરિક્ષા કરી. આપણું તેમાં શું ગયું? મારી વ્હાલી સખીઓ! આવી રીતે તમારા સિવાય મારી કોણ વ્હાર કરશે? અને હાસ્ય વિનોદના દરેક પ્રસંગમાં હું કોની સાહ્યતા માગીશ? વ્હેનો! તમારા ગુણો સંભારતાં તમારા વિયોગમાં હું પાંખ વગરની પંખિણી જેવી થઇશ.

**सुशिला**—આશ્ચર્ય! સરસ્વતીનો પૂજક, અને ગૌબ્રાહ્મણ, સ્ત્રિયોનો પાળક, ન્યાયસ્વરૂપ એવો સ્વામી ઈશ્વરે તને સોંપ્યો, તો-પછી તેનાથી તારી વિશેષ વ્હાર અમે શું કરવાનાં હતાં?

**चित्रां०**—આહા! કેવું મધૂર ભાષણ!

**रत्न०**—પવિત્ર ગાદીના પાટવી! જેવી અમારી સખી સુશિળ અને ગુણજ્ઞ છે, તેવા આપ પણ બધી વાતે કુશળ છો. તો-પણ સાહેલીઓના ધર્મ પ્રમાણે અમારે આપને વિનંતિપૂર્વક જણાવ-વાનું કે, અમારી સખી જાણી જોઇ કંઈ પણ અપરાધ કરે, એવું અમે સ્વપ્નામાં પણ ધારતાં નથી. છતાં કોઈ રીતે તે ભૂલને પાત્ર થાય, તો કૃપાદૃષ્ટિથી ક્ષમા આપવી. અમે તો આજ લગીનાં એનાં સાથી હતાં, પણ હવે તો જન્મોજન્મના ખરા સાથી આપ થયા. આજ લગી એને જે સલાહ લેવી પડતી, તે અમારી લેતી, પરંતુ હવે તે આપનાર આપ ઠર્યા. માટે સ્ત્રિ પ્રત્યે પતિનો શાસ્ત્રમાં જે ધર્મ છે, તેનો ઉપયોગ આપ સારી રીતે કરશો, એ અમારી આપને પ્રાર્થના છે. અને પૂણ્યશ્લોક નળની પેઠે એક પત્નીવ્રત આચરશો.

**सुशिला**—વધારે પ્રાર્થના ગુણજ્ઞ આગળ નિરર્થક છે.

**શિમં૦**—શુભેચ્છક બ્હેનો ! એક કંગાળ સખિની ભલામણ કરી તમે મને જન્મની ગુણઓસિંગણ કરી. આજ સુધી મારા હિત માટે તમે જે, જે કર્યું છે, તેનો પાડ હું કોઈ રીતે વાળી શકનાર નથી. ( ગદ્દગદ્દ કંઠે ) વારૂં બ્હેનો મારે કઇ માની જણી બ્હેન છે કે, તે મારા માટે આમ કહેશે. હું અભાગણી ગમે તેવા, સુખમાં જઈશ, તોપણ તમારા સરખી પ્રિતવખુ બ્હેનપણીઓ અહિંયાં સિવાય આખી સૃષ્ટિમાં મને મળનાર નથી.

**चित्रां०**—તમારી પ્રીતી જોઇ મને સંતોષ ઉત્પન્ન થાયછે. તમારી સખી એના ધર્મ સમજે છે, તો હું મારા શા માટે ચુકીશ ? તે માટે તમે બંને લગારે ચિન્તા કરશો નહિ.

**बन्ने सखीयो**—બ્હેન શિમંતણી! તમે બંને અચળ અખંડ રહો એવો અમારો આશિર્વાદ છે.

**शिमं०**—મારે તમારા'આશિર્વાદની કયે દહાડે નવાઈ છે?

**सुशीला**—( હસતાં ) ચાલ એમ કહી અમને અમથો પાડ ન ચડાવ. તારા માતાપિતાનો અને શંકરનો પાડ માન, કે આવું એક રત્ન તારા પાલવે બંધાવ્યું.

( થોડો વિવેક અન્યોઅન્ય કર્યા પછી તેઓ છુટાં પડેછે. )

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—શિમંતણીનો મેહેલ.

**चित्रांगद**—પ્યારી! આજ નવ દહાડા થયાં તારા પિતાની નગરી જોતો ફરૂંછું. તો પ્રજાની રાજયભક્તિ સર્વોત્તમ દેખાય છે. સારા વિદ્વાનો વર્ષાસન પર રહી પ્રજામાં જ્ઞાન, તથા સદ્દગુણોની વૃદ્ધિ કરે છે. વારૂં, પણ પ્રિયા! મારો એવો વિચાર છે કે, જે નદીમાં વાર, પર્વે તેં તારી ચંપકવર્ણી કાયા પખાળી છે, જેમાંનું

પવિત્ર પાણી તારા કોમળ હાથે સોમપ્રદોષમાં તેં શિવ સેવામાં વાપર્યું છે, અને જે પોતાના નિરંતર તરંગથી આ નગરીનો દક્ષિણ છેડો ધોઇ શુદ્ધ કરે છે, તેમાં આજે સ્નાન કરવું. વળી આજે પર્વણી પણ છે.

**શિમં૦**—જેવી પ્રાણનાથની ઇચ્છા. પણ આપ કોની સાથે સ્નાન કરવા જશો?

**ચિત્રાં૦**—એ વિશેનો કાલનો મેં બંદોબસ્ત કરી મેલ્યો છે. અહિંના કેટલાક મિત્ર, અને મારી સાથેના કેટલાક તથા અહિંના પ્રધાનનો પુત્ર આદિ જોડે સ્નાન કરવાનો વિચાર રાખ્યો છે. તેઓ આ વાડીના પેલા બંગલામાં ઠરાવ પ્રમાણે આવીને વાટ જોઇ બેઠા હશે. માટે જાઊં છું.

**શિમં૦**—ભલે પધારો. (ચિત્રાંગદ ગયા પછી શૌચાદિ કર્મોથી પરવારી શિમંતણી ઝરૂખામાં ઉદાશ થઇ બેઠી છે, એવામાં તેની બે સખિયો આવે છે)

**બન્ને સખી**—કેમ બેહેન આજ જીવને વ્હેચેની છે કે શું?

**શિમં૦**—બેહેનો! આજ મને કંઈ ગમતું નથી, અને આખું જગત શોકમય ભાસે છે. સવારમાં ઉઠી જ્યાં બારીએ જોઉંછું, તો માથે લોટની ટોપલી લેઇ જતી એક વિધવાનું મોંઢું જોવામાં આવ્યું. ત્યાંથી ખસી દાદરો ઉતરૂં છું, તો બિલાડી આડે ઉતરી! વારૂં શૌચાદિકથી શુદ્ધ થયા પછી નિયમ પ્રમાણે જ્યાં સૂર્ય નારાયણને નમસ્કાર કરવા જાઊં છું, તો તેમનાં દર્શણ ઝાંખાં ને રતાશ મારતાં થયાં. આ ઉપરાંત મારૂં આખું જમણું અંગ ફૂકે છે. પેટમાં કંઈ ઊંડા ધાસકો પડે છે, પણ શાથી તે સમજાતું નથી. સારાંશ જાણે કંઇ અમંગળિક થવાનું હોય, એવી મને સુચના થાય છે.

**रत्न०**—મારી અરધી ઘેલી સખી! તે કંઇજ નથી. એ બધી મનની ભ્રમણા અને કલ્પિત શંકા છે. જો સાંભળ, મન એક ગોળ લખોટી જેવું છે. લખોટી જેમ છોની સુંવાળી. ઢળતી જગ્યામાં ગગડાવતાં ગગડ્યાં કરે છે, તેમ મન પણ જે વિચારમાં ઉતાર્યું, તેમાં ઉતર્યું જાય છે. માટે બેહેન! તું સમજુ થઇ એવી વ્હેમી અટકળો ના કર. એનું પારખું જોવું હોય, તો તારૂં મન એવી ભ્રમણામાંથી ખસેડી આનંદની કોઈ વાતમાં પ્રોવ, અને પછી જો થોડા વારમાં તને સુખ થાય છે કે નહી?

**शिमं०**—બેહેન! તેં કહ્યું તે હું સારી પેઠે સમજું છું. તારા વિચારનો અનુભવ મેં કેટલીકવાર કર્યો છે, પણ આ સમયે તે પ્રયોગથી પણ મારૂં મન શાન્ત થતું નથી.

**सुशिला**—ધિરજ રાખીને મન વારીએ. તો તે ક્યાં જાય? ચાલો હવે આપણે સેતરંજ રમીયે. ક્યાં ગયા પેલા "રાજ-શિરોમણી"?

**शिमं०**—મિત્રો સંગાથે ગંગામાં સ્નાન કરવા ગયા છે.

**सुशिला**—સમજી બેહેન! તેથીજ તને ગમતું નહિ હોય.

**शिमं०**—( લગાર હસી ) આ પછી આવી એટલે જણાઇ. તેઓ ક્યાંના રેહેવાસી તથા મારે એમને કેટલા દિવસની માયા અને સગપણ કે તેમના વિના ન ગમે?

**सुशिला**—સગપણ અને માયા વગર ભરી સભામાંથી હાથે ઝાલી મેહેલમાં લાવી રાખ્યા? આવવા દે એમને એટલે હું કહીશ કે મારી સખી એમ કહેછે કે, તમારે ને એને કંઇ સગપણ નથી.

**शिमं०**—ઠીક કહેજે. પણ બેહેનો! અરે મારા પેટમાં ચુંથારો એટલો બધો થાય છે કે, મને જરા પલંગ પર સુઇ જવાદો અને તમે શિવસ્તોત્ર ગાઓ.—

**बन्ने**—( તેમ કરેછે.)

### શિખરિણી.

સહૂ ઠામે વ્યાપી, ક્ષણુ અણુ વસ્યો તું જગધરા,
કૃતી તારી દીસે, ગહન જન જાણે નહિ જરા;
રૂપી મૂની મોટા, મનન કરિ થાક્યા તુજ ગતી,
નિવારો શંભૂજી, દિન ગણીં અમારાં દુખ અતી.
પ્રભૂ તારી ભક્તી, ભવજળ તણી પાજ અમને,
સ્મરે તારા ગુણો, અઘ ટળિ મળે શાંતિ મનનો;
વિના તારી પ્રીતી, જીવતર વૃથા ના ફળ રતી,—નિવારો શં૦
સજાવી પાળો છો, ક્ષણુ ક્ષણુ નિહાળો જીવ તમે,
અઘોને બાળો છો, ત્રિવિધ દુખ ટાળો પણુ તમે;
સુમાર્ગે વાળો છો, જડ પણુ ન ભાળો જન મતી,—નિવારો૦
વિકારી જીવોની, કૃતિ નવ દિલે નાથ ધરશો,
દુરાચારી તોયે, શિશુ ગણિ શિરે હાથ ધરશો ;
દયાદ્રષ્ટી થાતાં, અમ તણિ થશે ના દુરગતી,—નિવારો.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ—ગંગાતૃટ.

**चित्रांगद**—આહા ! નદીનો તટ શો રળિઆમણો દેખાય છે ! માથે સૂર્ય વાદળાંથી છવાઈ રહ્યો છે. ધરતી લિલોત્રીથી લિલી છમ દેખાય છે. યુવાન સુંદરીની પેઠે નદી તરંગ ઉછાળતી વહેછે. પેલા સામેના નદિના કરાડા કેવા મનોહર શોભે છે ! સામેપાર આમ્રવૃક્ષોની ઘટામાં કંચનના કળશથી ઝગઝગારા મારતાં, નાનાં, મોટાં દેહેરાં દૃષ્ટિએ પડે છે. પાસેના ઓવારા પર સૌભાગ્યવતી સ્ત્રીયો પોતાનાં બેડાં રેતીથી ઘસી ઝળઝળતાં કરવા મંડી છે. અંદર અંદર કેટલીક હાસ્ય વિનોદ કરે છે. વિધવાઓ સ્નાન કરી, શુદ્ધ

ધોળાં વસ્ત્ર ધારણ કરી ભગવાન સૂર્યને અર્ઘ આપે છે. ભુદેવો બેઠા બેઠા બધી રચના જોતાં જજમાનોનાં લુગડાં સાચવે છે. કોઇ પૂન્યાર્થે અપંગોને અન્ન વેહેંચે છે. મિત્રો! તમારૂં ધન્ય ભાગ્ય છે કે, આવી મનહર, પવિત્ર ગંગાનો નિરંતર લાભ લો છો. તમારા બધાની મરજી હોય, તો આપણે સામે પાર જઈ પેલા દેહેરામાં ત્રિલોકપતીનું દર્શણ કરી આવિયે.

**પ્રધાનપુત્ર**—ચિત્રાંગદ! તમે નિતીના જ્ઞાતા થઈ આવો વિચાર કેમ કરોછો? તમને ખબર તો હશે, કે કોઇ સ્થાને વગર કામે જતાં પસ્તાવાને પાત્ર થવું પડે છે. માટે સ્નાન કરી આપણે ત્વરાથી ઘર ભણી વળીયે, તો વધારે સારૂં.

**કેટલાક મિત્રો**—પણ પ્રધાનજી! સામે પાર જઈ શિવદર્શન કરવામાં તમારૂં શું જાયછે? બે ઘડી સેહેલ કરી આવી પાછા આવીશું.

( થોડીવાર પછી બધા એક હોડીમાં બેસે છે, અને તેને ગંગામાં હંકારે છે. અરધે ગયા પછી પવનનો વંટોળિયો છુટેછે, અને હોડી ઊંધી વળેછે. કેટલાક તરી નિકળે છે, કેટલાક ડુબે છે, અને ચિત્રાંગદ પાતાળમાં જાય છે. આ બનાવની ખબર પડતાં આખા નગ્રમાં હાહાકાર પથરાય છે. અને રાજા, પ્રધાન આદિ તટપર આવી ગંગામાં તારાઓને ડુબકાં ખવડાવે છે )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—શિમંતણીનો મેહેલ.

**શિમં०**—આંખો મિંચવાને ઘણીએ મથું છું, પણ ઊંઘ નથીં આવતી. હવે તો બહુજ આકળવિકળ થવાય છે. મનના ઉમેદ ભાગ્યા માલમ પડે છે. જ્યાં, ત્યાં અમંગળીક ચિન્હો સિવાય બીજું કંઇ દૃષ્ટિ પડતું નથી. હાય! હાય! સખીઓ હવે હું શું કરૂં?

**सुशिला**—ચાલ ! ચાલ અમથી જુઠા બળાપા કરી અમને ફોગટ ન ગભરાવ.

**शिमं०**—બેહેનો ! મને કોઈ સળગતી ચિતામાં નાંખતું હોય, એવું દુઃખ થાય છે. બેહેનો ! મને છાતીએ ચાંપો.

**रत्न०**—( છાતીએ ચાંપી ) મારી બેહેની તું આમ ગભરા ના. અમે તારી પાસેંજ છિયે. બેહેન ! કાલ રાતના કંઇ વાયડું બાયડું તો નથી ખાધું ?

**शिमं०**—અરે ! તેવું કંઈ ખાધામાં આવ્યું નથી.

**रत्न०**—ત્યારે તને જે થતું હોય તે કહે, કે માજીને જણાવી ઘટે તો વૈદને બોલાવિયે.

**शिमं०**—મારી વ્હાલી સખી ! મને શું થાય છે, તેની મનેજ સમજ પડતી નથી, તો પછી વૈદ શું કરશે ? પણ એટલું તો કહી શકું છું કે, મને કંઈ અંગવિકાર નથી. અરે ! હાય ! જોત જોતામાં આ મારૂં જમણું અંગ મને બિલકુલ દેખાતું નથી, કાને હવે પુરૂં સંભળાતું પણ નથી. અરે! પેલો સામો કાગડો કેવો કકળેછે!

**बंने सखी**—( કાગડાને ઉડાડી ) મારી વ્હાલી ! તને ઘણી ખમા. ( તેને છાતી સરસી ચાંપતાં તેમનાં હૃદય ભરાઇ આવે છે ) બાપું ! તારાં આવતાં સંકટ તારા શત્રુ પર ફુટાઇ પડજો. અમે હમણાં માજીને તેડી લાવીએ છિયે. ( એટલામાં એક દાસી રડતી, કુટતી પ્રવેશ કરી. )

**दासी**—બાઈજી ! ઓ ! મારાં બાઈજી ! હાય ! હવે કેમ થશે ? હું કેમ કરૂં ? અને શું કહું ? ( શિમંતણીને ઘસી બાઝી પડી પોકે પોક રડે છે.)

**शिमं०**—( હૈયું ભરાઇ આવ્યાથી ) ઓ મારા શિવજી ! સહાય થજોરે માબાપ ! આ તે શું છે રે ! ઓ બેહેન દાસી ! મારી

વ્હાલી દાસી. કહી નાંખ. હાય! જમણા હાથનું આ મારૂં કંક-ણુ એની મેળે કેમ ફાટી પડયું! શું મારૂં નસીબ ફુટયુંરે મારાંમા બાપ! ઓ ભગવાન! શું થવા બેઠું છે!

**સુશિલા**—( રડતાં ) ઓ પ્રભુ! આ મારી સખી ઉપર શો કોપ છે? દાસી! રાંડ દાસી! પાધરો જવાબ કેમ આપતી નથી? ને એને બાઝી ને આમ હૃદયભેદક રૂદન કેમ કરે છે?

**દાસી**—( ડચકાંખાતી ) બાઇયો! શું પૂછો છો? કાળો કેર થયો! અરે! આ બળી જીભે શું કહું? આપણા રાજમેહેલ તરફ નજર કરો. કેવી કાગારોળ મચી રહી છે. હાય! આપણા બાઇજીના સ્વામી–ચિત્રાંગદ નદીમાં–ડુબી–મુ—

**શિમં૦**—અહો! શંકર આજ મારૂં ભાગ્ય અને તારી કૃપા કે? ( મૂર્છાથી ચક્રી ખાઈ પડે છે, પણ તેની સખીઓ તેને ઝીલી લે છે.)

**સુશિળા**—અરે દુષ્ટ ભાગ્ય! આ તારી કેવી ક્રુરતા! ગો-ઝારા! ચૌદ વર્ષની નિર્દોષ બાળકીએ તારો શો વાંક કર્યો? ( એટ-લામાં રડતી રડતી રાણી આવે છે, અને સઘળાં રડે છે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—નદિનો ઓવારો.

( માછીઓએ ચોગરદમ જાળ બાંધી ઘણા યત્ન કર્યા, પણ ચિત્રાંગદનું પ્રેત હાથ ચડયું નહિ. જેમનાં પ્રેત જડ્યાં, તેમનાં સગાં વ્હાલાં આવીને તે લેઇ ગયાં. ફક્ત ચિત્રાંગદનું પ્રેત જીવતું કે મુવું હાથ લાગ્યું નહિ. તારાઓ પણ ડુબકીઓ મારી મારી થાક્યા. )

**માછીઓનો ઉપરી**—બાપ ! અમે તો હોધ કરી કરી થાક્યા, પણ ચંદરગધ તો કેથે મળ્યાના. આ નદીમાંના માંછલાંએ તેમની હોધમાં હામટાં ઝાળમાં હંપડાઈ બીચારાં તેના લીધે મુવાં. બાપજી! હમે તે હું કરીએ?

**રાજા**—ભાયગ ભાઇ મારૂં, તેમાં તમે શું કરશો? અહો શંકર! તેં મને ભવિષ્યમાં, અરે વૃધાવસ્થામાં આમ દુખી કરવો હતો, તો આ ફાની દુનીયામાં એક નામનો રાજા શા માટે બનાવ્યો? અરે હું, મારી સ્ત્રી, કે લાડકી કુંવરી, એ ત્રણમાંથી એકાદું, કિંવા અમે બધાં સાથે મુવાં હોત, તો મને આટલું નહિ લાગત. હવે હું લોકમાં શું મોંઢું દેખાડું? આજથી આઠમા દહાડા ઉપર જેઓ એને ક્ષેમ કુશળ દશઈ રમવા મેલી આશા ભર્યા ગયાં છે, અને તેની વાટ જોતાં હશે કે, "મારો કાલે આવશે,"—એવાં એનાં વૃદ્ધ માતપિતાને મારે શો ઉત્તર આપવો? હું શું જાણું કે, એ ન્હાવા જશે, અને આવો ભયંકર બનાવ બનશે, નહિ તો એને ન્હાવાજ કેમ જવા દેત? પણ મારૂં નસીબજ ફુટેલું ત્યાંપછી શું સુઝે? રે ક્ષત્રીકૂળ ભૂષણ! રે વીર પુરૂષ! બાપુ ચિત્રાંગદ! આ તારાં વૃદ્ધ સ્વશુરિયાંની દયા જાણી પાછો આવ. રે તત્વ વિનાના, રે જીવવિનાના, દેહને ધારણ કરી લોકોમાં મારે શા માટે મુખ દેખાડવું જોઈયે? જમાત્ર! હું પણ આ તારી પાછળ આવ્યો. (નદિમાં સજળ થવા જાય છે, પણ પ્રધાનાદિ તેને કાંઠામાંથી ધરી રાખે છે.)

**પ્રધાન**—રાયજી! ધિરજ ધારો. જ્યારે ઈશ્વરે આવીજ ઘડી દેખાડી, ત્યારે તે સેહેવી વધારે સારી છે. રાજથી પણ અધીક કઠણ છાતી રાખવાનો આ સમય છે. • સઘળાં આ સંસારમાં રણારબંધે આવી મળે છે. જેનું જે માગતું હોય, તે મળે કે ચાલવા માંડે છે. માટે સંસાર ફોગટ ગણી ધીરજ ધરો.

**राजा**—શું મારૂં કપાળ ધિરજ ધરૂં? રે મારી લાડકી! મારા પ્રાણુ! મારા આધાર! બ્હેન શિમંતણી! તારૂં અઘોર દુઃખ આ ફુટેલાં નેત્રોથી કેમ જોઇશ? અરે પરણાવી એકવાર હજું મેં તને સાસરે નથી વળાવી રે દિકરા! ( માથું કુટે છે )

**प्रधान**—રાયજી! આ શી નાદાની? જનમારો આખો રડવાનો તો છે. આમ દેખીતું રડવાથી શું વધારે છે? તારૂં સત્યાનાશ જાય રે કાળ!

**एक नागरिक**—બિચારી કુંવરીને પરણ્યાને એક અઠવાડિયું તો થયું નથી, એટલામાં તો જન્મારાની એ ગોઝારે દુખિઆરી બનાવી.

**बीजो नागरिक**—શી કુંવરીની કાન્તિ! જાણે પારસની પુતળીજ તો.

**त्रीजो**—ભાઇ! પણ હવે શા કામનાં એ રૂપ? નસીબ બિચારીનું.

( સઘળાં રાજાને છાનો રાખવા સમજાવે છે, પણ તે ફરી ફરીને નદીમાં પડવા જાય છે, પણ તેને પકડી રાખી પરાણે બધાં રોતાં. કકળતાં ઘર ભણી પાછાં વળે છે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—રાજમેહેલ.

**राणी**—( મૂર્છિત શિમંતણીને છાતી સરસી ચાંપી વિલાપ કરે છે. બિજાં પણ રાણી સાથે રડે છે. )

**રાગ—સિતાના મહીનાનો.**

પરણ્યા! કેનો કીધો આ કેર, ઉછાળ્યાં આગમાં,
અમને ફેંક્યાં અંતરિયાળ, ભર્યું દુઃખ ભાગ્યમાં.

આ તો તાકીને માર્યું તીર, વિંધી મારી છાતડી,
કાપ્યું કાળજ કુમળું હાય! રીબાવી રાંકડી.
ક્યિા ભવનાં વાળ્યાં એ વેર, ગેબી ઘા મારીને,
લીલી ચિતા ચેતાવી સમીપ, સુખડુ સંહારીને.
હાથ ઝાલી બનાવી ચોર, થોડા સારૂં લાડકી,
નાવી નગુણા! જરિએ મ્હેર, પરણા અંતર થકી?
કરવા પારકી જણીનો અવતાર, વૃથા આ વિશ્વમાં,
નો'તું જન્મવું હાય! જરૂર, જવું તું જો વિશમાં.
આમ અબળા રડાવી રાંક, કમાયા માલ શો?
પુછે ઇશ્વર ત્યાં શો જવાબ, એ પાપનો આલશો?
મારી મોંઘી જણીની દયાએ, પરણા પાછા વળો.
માનું ઝાઝા તમારા પાડ, અરે! આ ઉગ્યું જળો!
વદો કવણુ અમારો વાંક, આવિને વિદિત કરો,
ક્ષમા માગું હું કોટીવાર, કહ્યું કાને ધરો.
સ્વર્ગવાસી પૂર્વજો તમામ, વધુ હું વિનવું,
મારાં મહિયરીઆં માબાપ! સાથે તમને સ્તવું.
આવ્યા સ્વર્ગ પરણા રીસાઈ, સમજાવી વળાવજો,
હું તો ઝાઝેરા માનીશ પાડ, સુતાની વ્હારે થજો.
કિયા ભવનાં પૂણ્યાં પાપ, પ્રલે કેવા કિધા,
શું મેં વિપ્રને પિડયા પૂર, દુઃખો દિનને દીધાં?
નવાં નીરતણાં નવાણુ, ખાંતે શું ખણાવિયાં,
કે શું પરબ પાણીનાં નેટ, ઉન્હાળે ઉઠાવિયાં?
કિધા ગૌ બ્રાહ્મણુના વધ, કે નીરઅપ્રાધીને,
આણી અન્યાય માર્યાં છેક, રિબાવી રિબાવીને?
પુત્રીએ ચાવ્યાં માંયરે પાન, તે રંગ નથી ગયા,
નથી ભાગ્યાં પાનેતર સોળ, કંકણુ કોરાં રહ્યાં.
વેળા મંડપ વિસરજન બેહેન, કર્મે આવી નથી,

નથી મણીમય માંયરૂં હાય, ઉકેલ્યું ઉમંગથી.
મઢયું સુવર્ણ મીંઢળ હાથ, રતન જડયા દોરડા.
છોડયા વારો ન આવ્યો બેહેન, કર્મે વાસ્યા ઓરડા.
દેવી, દેવ નગરનાને પુંજી, દિધાં ન વધામણાં,
નેત્ર નહોરથી ન્યાળાં ન જાય, રૂપ રળિયામણાં.
નથી ઓઢી પેરી થયાં તૃપ્ત, આવ્યાં ન કહિં ગયાં.
મેં તો લાડ લડાવ્યાં ન લેશ, હાય! વિધી શું થયાં?
નાવ્યા દેવ, નાવ્યા આડે પુન્ય, નાવ્યા જાપો જપ્યા,
મારા અફળ થયા ઉદ્યોગ, માન સૌનાં મટયાં.
આથી પોઢી હતે જો પુત્રી, પરમ સુખ માનતે,
છેલ્લા સાસરવાસા સાથ, સૌભાગ્યે વળાવતે.
તેનો ઝાઝો ન થાત ઉચાટ, થોડે દી વિસારતે.
કાંટો ઓરડીનો ચમચમી નેટ, અંતે રહીને જતે.
આમ રંકને આવું ઇશ ધરે દુખ તો નહિ.
હાય ! હાય ! થયો શો કેર, પરૂણા ! ગયો કહિં ?

**सुशिला**—( રડતી રડતી ) માજી ! છાનાં રહો. તમેજ જ્યારે આમ રડ્યાં કરશો ત્યારે આપણી બેહેન–એ સમજુ છે–તે કેમ રહેશે ? તમે જુવોછો તો ખરાં જ્યારની મૂર્છામાંથી જાગી છે. ત્યારની દુખની મારી બેબાકળી બની બધે જુવે છે. તમારો વિ-લાપ સાંભળી તે ધ્રુસકે રડે છે. તમે એમ કરશો ત્યારે અમારી શી વલે ? કાળે બધી વાતે કેર કર્યો, ત્યાં પછી રડીને શું કરવું ? હાય ! હાય ! અમારા ધારેલા કંઇજ વિચાર પાર નહિ પડ્યા !

**राणी**—શું કરૂં ને કયાં જાઉં !

**रत्नवंदा**—હવે શું કરવાનું બાકી રહ્યું છે ?

**राणी**—બેહેન રત્નવંદા તથા સુશિલા ! તમે બંને સ્નાના-લયમાં જાઓ, અને શિમંતણીને સ્નાન કરાવી પાછી લાવો. ( તેમ કરેછે )

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ—સ્નાનાલય.**

**શિમંતણી**—( સ્નાન કર્યા પછી ) રે પ્રાણનાથ! દાસીને આવો દગો દીધો !

**લલિત છંદ.**

પ્રિય પતી અરે ક્યાં ગયા તજી, સકળ સૂખની સીદ્ધિને સજી;
ધિરજ ધારતાં જીવ જાયરે! તમ વિના પિયુ ના જીવાયરે. ૧
મનનિ ધારણા સૌ મટી ગઈ, દશ દિસા બધી સૂન્ય તો થઈ;
કર ગ્રહી પતી ના તજાયરે, તમ વિના.
તમ વડે પિયૂ જીવતી હતી, તમવડે અરે જીવ્યું જાણતી;
થઈ સગા રિપૂ ના થવાય રે, તમ વિના.
કરવુ આવુ જો આપને હતું, પ્રિત રૂપી સુધા પાવુ ના હતું;
ફુલથિ પ્રજ્જનો ધ્યાન થાયરે, તમ વિના.
જનનિ તાતને ભ્રાત છે ભલે, સુખિ રહો સદા તેથિ ન[?] વળે;
જીવન મારૂં તે છુટયું હાયરે! તમવિના.

**સુશીલા**—મારી વ્હાલી સખી! જે વાત તું તારા ભાગ્યમાં લખાવી લાવી, તે કોનાથી મિથ્યા થાય? બેહેન! હવે તું શાન્ત થા. તારૂં દુઃખ અમારાથી જોવાતું નથી.

**શિમં**૦—મારી વ્હાલી સખીયો! આટલું સાંભળી લ્યો. તમે મારા જેવી અભાગણી પર બેસુમાર પાડ ચડાવ્યા છે, પણ તે વાળવાનો શંકરે મને પ્રંસગ ન આપતાં અંતે આ અવસર દેખાડયો. બેહેનો! આજ મારી છેલી આજ્ઞા આનાકાની વિના બજાવશો, એવી આશા છે. મારા વસ્ત્રાલયમાં જઇ તમે મારા મારે એક ધોળું વસ્ત્ર, ધોળી ચોળી, અને એક ધોળો કકડો લેઇ આવો. દાસીઓને કહી નાળીયેર, ફુલ, ગુલાલ, સિંદુર. કાળુંઅબીલ અને

નાડાછડી, તૈયાર કરાવી તે બધું એક થાળમાં પુરાવો. એક ઘીનો દીવો મેલો અને થાળીમાં કંકુ ભરો. કારણ તમે જાણો છો કે, આ સંસારમાં જીવવાનું મારે હવે કંઈ પ્રયોજન નથી. મારૂં સુખ, મારૂં સૌભાગ્ય, જીવાત્મા, જીવ્યાનું તત્વ, અને મનના ઉમેદ, તે તો સૌ આગળથી સ્વર્ગમાં જઇ સુતા. તોપછી આ મારી દુખની મૂર્તિને, આ ક્ષણભંગુર દુનિઆમાં રેહેવા દેવામાં શો માલ છે ? જેનાવડે હું માણસ ગણાતી, જેનાથી મનાતી, જેનાથી જીવ્યું, મુવું સાર્થક, જેનાથી ઓઢયું, પેહેર્યું સફળ, અને જેનાથી સૌભાગ્યવાન ગણાતી, તે તો લઘુ વયમાં દિર્ઘનિંદ્રામાં પોઢયા, તોપછી આ બાકી રહેલો દેહરૂપ કુચો શા કામનો છે ? આજથી અઠવાડિયા ઉપર અગ્નિદેવની સમીપ, બ્રાહ્મણોના સાંભળતાં પ્રતિજ્ઞા સાથે માયરામાં મેં જેને એવું વચન આપ્યું છે કે, "જ્યાં તું જઇશ, ત્યાં હું આવીશ ; તું કહીશ તે કરીશ ; અને જન્મારાની તારી દાસી થઈ રહીશ," તેની પાસે હું જઇશ. તે જ્યાં ગયા, ત્યાં હું સતી થઇ જઈશ. સ્થળને જળનો અને જળને સ્થળનો, પ્રાણને અન્નનો અને અન્નને પ્રાણનો, રાજાને રૈયતનો અને રૈયતને રાજાનો, સ્ત્રીને પુરૂષનો અને પુરૂષને સ્ત્રીનો. એમ સર્વેને અન્યોઅન્યનો આધાર છે. મારો આધાર, જે મારો સ્વામી, તે ગયા પછી કહો હું કેમ રહી શકું ? બેહેનો ! મારાં માયાળું માતપિતા પાસે બ બે ઘડી આવી તેમને જ્ઞાન માર્ગમાં નાંખજો કે, આ જગત અને તેના સંબંધ મિથ્યા છે.

(ચિત્રવર્મા જે બધું અદૃશ્ય રહી સાંભળ્યાં કરતો હતો, તે રડતો રડતો આવી શિમંતણીને બાઝી પડે છે અને સતિ થવાનો વીચાર માંડી વાળવા સમજાવે છે.)

**रत्न०**—બેહેન ! તારા વીચાર સ્ત્રીધર્મને અનુસરતા છે, પણ તારા સરખી માટે તે નથી. માના પેટ અવતાર લેઇ આ દુનીઆમાં તેં શું જોયું ? શું પેહેર્યું, ઓઢયું કે ખાધું, પીધું ?

પતી જતાં તારો જન્મ વૃથા થયો તે હું સમજું છું. તોપણ પ્રાણ વગરની તારી કાયા તારાં માબાપની નજર આગળ ફરતી રહે શે, તો તે દુખિઆરાંને એક રીતે મન વાળવાનું તો છે. માટે બેહેન ! તારો દુખિઆરો અવતાર તારાં માબાપની દાઝ જાણી પુરો કર.

**ચિત્ર૦**—સુતા ! બાપુ ! અમારૂં કર્મ કોપ્યું. તારૂં ઘોર કષ્ટ જોઈ આ પાપી પ્રાણ નથી જતો. શંકર ! તારી પૂર્ણ ભક્તિ નું આજ ફળ ?

( એટલામાં એક યોગીરાજ ભિક્ષા માગવા આવે છે, પણ તેને જ્યારે આ ખેદની વાત કેહેવામાં આવે છે, ત્યારે તે એવો દિલાસો આપે છે કે, શિમંતણીને બે વર્ષ પછી પાછો તેનો નદીમાં ડુબેલો પતી મળશે, અને તેટલી મુદત તે વીધવા ગણાશે. વૈધવ્ય ચિન્હો ધારણ કરી બે વર્ષ સુધી તે કુંવરીએ શિવભક્તિ કરવી, તથા પતિનું સ્મરણ ઘડીએ વિસારવું નહિ. જોગીના આ વચન પર ભરૂંસો રાખી શિમંતણી સતી થવાનો વિચાર માંડી વાળે છે. પછી ચિત્રાંગદના મરણની ખબર તેના માબાપને કરવા એક કાસદને મોકલવામાં આવે છે, અને તેના પિતાના રાજ્યમાં શોક વ્યાપે છે. તેનાં ઘરડાં માબાપને વળી તેમનો કોઇ સગો પદભ્રષ્ટ કરી, કારાગ્રહમાં નાંખી પોતે ગાદીપર ચઢી બેસે છે.)

---

## અંક ૩ નો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—પાતાળલોક.

( ચિત્રાંગદના પ્રેતને પાતાળના રાજા શેષનાગની પૂત્રી સુભગાની આજ્ઞાથી અમૃત પાવાથી ચિત્રાંગદ શુદ્ધિમાં આવતાં)

**ચિત્રાંગદ**—( સ્વગત ) અરે! હું ક્યાં આવ્યો છું ? (આસપાસ દૃષ્ટિ ફેરવતાં) આ સ્થાન સ્વર્ગ તૂલ્ય દિવ્ય દેખાય છે, છતાં તે મારા સસરાની નગરી તો ન હોય. અરે ! અહિંયાં મારી પાસે

પ્રિયા શિમંતણી નથી, તેમ મારા મિત્ર પણ નથી. તેઓ ક્યાં ગયાં ? કિંવા શું હું સ્વપ્નમાં છું, અને તેથી આ સર્વ પદાર્થો કલ્પિત જોઉં છું ? (આંખો ચોળી) અરે ! મને લાગે છે કે, હું સંપૂર્ણ ભાનમાં છું અને ભ્રમણાનો લગારે બાધ મારી માનસિક તથા શારિરીક ઇંદ્રિયોને ઉપાધિકારક થતો લાગતો નથી. ત્યારે આ સ્થાનમાં હું શી રીતે આવ્યો, તે લાવ પ્રથમ વિચારી જોઉં. મને સ્મરણ છે કે મારા કેટલાક મિત્રોસહ હું ગંગામાં ક્રિડા કરતો હતો. તેવામાં કંઇક અકસ્માત્ થયો, અને તે પછી—અરે ! તે પછી અત્યાર સુધીમાં શું બન્યું, તે મારી બેશુદ્ધિમાં ગયું લાગે છે. રે ઈશ્વર ! આ શું !

**રાગ—ઈન્દ્રસભાનો.**

"ધર સૈયાં કોન ખુદા,"—એ રાહ.

ક્યાં હું આવ્યો છું મને, લાવ્યું કોણ તે ન જાણું.
છુટયો કેમ પ્યારી અને મિત્રથી ન તે હું જાણું.
હશે આ સ્વર્ગ કિંવા નર્ક કે શું મૃત્યુલોક;
માયાના કે પ્રપંચ તે અરે ન કાંઇ જાણું.
ફસાવ્યો શત્રુએ કો, ગુપ્ત રહિ આ સ્થાને;
ધાર્યું શું હિત કે અહિત મારૂં તે ન જાણું.
મળું પ્રિયાને કેમ ? ક્યાં જઉંને શું હું કરૂં ?
મૂઝાય જીવ મારો વાતનું ન ઠામ જાણું.

અરે ! પણ ચિન્તા કરવાથી કંઇ વળવાનું નથી. લાવ સામે બગિચા જેવું જણાય છે, ત્યાં જઈ કોઇ મળે તેને પૂછી જોઉં, કે આ શો દેશ છે. (જાય છે, એટલામાં કંઇ ધ્વનિ કાને પડવાથી ખમચાઇ) અરે ! આ સુસ્વર મંજુળ ધ્વનિ સ્ત્રિયોનો લાગે છે, માટે સંભાળીને ચાલું, અને જોઉં કે તેઓ કોણ છે, તથા બાગમાં શું કરેછે ? (પાસે જઈ) અહો અપ્સરાને પણ લજવે એવી આ સ્ત્રિયો કોણ હશે વારૂં ? તેમની કાન્તિને અનુસરતોજ કોકિલકંઠ છે. એક વખત તેઓ જે ગાય છે, તે ધ્યાન દેઈ સાંભળું. (નેપથ્યમાં

### રાગ—ગરબી.

" આરાસુરમાં અંબા બિરાજે "—એ રાહ.

સહુ સહિયેર આવો આજ, શિવમહિમા ગણીયે ;
એની ભક્તિ ભવજળ પાજ, શિવ મહિમા ગણીયે.—ટેક.
કૈલાસવાસી શિવજી કહાવે, ઉમયાપતી મહેશરે,
જેની ભક્તિ નિશદીન કરતા, બ્રહ્મા, વિષ્ણુ, શેષ.—શિવ.
દેવતણાં દુખ દળવા જેણે, કીધું હળાહળ પાનરે !
નિરંજન એવા ભક્તના રંજન, શોભીત ગોરૂં વાન.—શિવ.
જટાવિશે ગંગાજી બિરાજે, લલાટમાં શશિ રાજેરે ;
વામાંગે ગિરિજા, અહિકંઠે, ગણેશ સૂત બિરાજે—શિવ.
વાઘાંબરને ભસ્મનું અરચન, નંદી વાહન જેનુંરે,
ભુત, વંતર, નિશાચર દળ છે, ધ્યાન ધરો સૌ તેનું—શિવ.
એને ભજયાથી ત્રિવિધી તાપો, સૂત્રની પેટે તૂટેરે ;
અક્ષય મોક્ષ મળે પછી જીવને કાળ, માયા નવ લૂટે.—શિવ.

અરે ! આ સ્ત્રિયો શિવભકિતનો મહિમા આટલોબધો જાણે છે, તેથી ખચિત તેઓ સદ્દગુણી તથા દયાળું હશે. લાવ તેમને પુંછી જોઊં કે આ દેશનું નામ શું તથા તેઓ કોણ છે? (પાસે જઈ ) અહો સ્ત્રિયો મને જોઈ તમે ઝબકશો કે ડરશો નહિ. હું મૃત્યુલોકનો માણસ છું અને નદિમાં ડુબ્યા પછી આ સ્થાનમાં એકાએક નિકળી આવ્યો છું, તેથી આ દેશનું નામ શું તથા કોણ અહિંયાંનો રાજા છે, તે મને કૃપા રાહે કહેશો ?

**સુભગા**—( લગાર શરમાઈ ) અત્યંત પ્રીતથી આપની જીજ્ઞાસા હું તૃપ્ત કરીશ. આ પાતાળ લોક છે અને તેના રાજા શેષનાગની હું સૂભગા નામની કન્યા છું. આપનું પ્રેત તણાઈ આવતાં તે પ્રથમ જળક્રિડા કરતાં મારી દ્રષ્ટિએ પડયું અને મેં મારી સખીને આજ્ઞા આપી આપને અમૃત પાઈ પાછા સજીવન કર્યા. જેમ મૃત્યુ લોક દયાળું હોય છે, તેમ અમે પાતાળનિવા-

સિયે પણ શિવભક્તિના પ્રતાપથી કેવળ દયાશૂન્ય નથી. વારૂ જેમ આપની જીજ્ઞાસા મેં તૃપ્ત કરી તેમ આપ કૃપા રાહે મારી કરશો કે, આપ કોણ તથા કયા દેશના વતની છો ?

**ચિત્રાં૦**—સુશીલ સુંદરી! તમે અમૃત પાઈ મને જીવતદાન આપ્યું, તે મારા પર તમારો એટલો બધો ઉપકાર થયો છે, કે જેનું વર્ણન શબ્દથી થતું નથી. હું અયોધ્યાના રાજાનો પાટવી કુંવર છું, અને મારૂં નામ ચિત્રાંગદ છે. થોડા દીવસ પર કુંદનપુરના રાજાની એકની એક દીકરી શિમંતણી સાથે મારૂં લગ્ન થયું હતું અને શ્વસુરની નગરીમાં દસૈયાં રમવા રહ્યો હતો. બેઠે બેઠે વિચાર થયો કે, આજે ગંગામાં સ્નાન કરવું અને તરતજ કેટલાક મિત્ર સાથે મેં ગંગામાં સ્નાનાર્થે પ્રવેશ કર્યો. પણ તેવાગાં અણધાર્યો અકસમાત્ બનવાથી અમે તણાયા, અને તે પછી મારી બેશુદ્ધિમાં શું બન્યું, તે મને ખબર નથી.

**સૂભગા**—( સ્વગત ) અહો ! કામદેવને આંજી નાંખે એવા આ કુંવરને ભોગવનારી તે કેવી ભાગ્યશાળી હશે! અને અરે હું તે કેવી અમંદભાગ્યણી ! પણ મારે શા માટે નિરાશ થવું જોઈયે ? એક કન્યાનો ચોરીમાં હાથ પકડયા પછી શું બિજીનો પાણીગ્રહણ થતો નથી ? જો તે કેહેશે કે તે એક પત્નીવ્રત પાળે છે અને તેની પ્રીતિ સાથે અંતઃકરણ પણ તે કુંવરી દબાવી પડી છે, તો તેના પર મેં જે ઉપકાર કર્યો છે, તે સંભારી આપી તેને શરમાવીશ. ( પ્રસિદ્ધ ) ભાગ્યસાળી યુવરાજ ! આપનું વૃત્તાંત સાંભળી જેટલો મને ખેદ થાય છે, તેટલો હર્ષ પણ થાય છે. ખેદ એટલા માટે કે, આપના વિયોગમાં આપનાં માત, પિતા, સગાં વ્હાલાં,-તેમાં વિશેષ્ય કરી આપના અર્ધાગે બિરાજનારી તે રાજકુંવરી,—ઘણાં શોકાતુર થતાં હશે, અને હરખ એટલા પરથી થાય છે કે, મને આપના મુખાર્વિંદના દર્શનનું અનુપમ સુખ મળ્યું. વારૂં આપની બેશુદ્ધિમાં શું બન્યું તે આપ જાણતા નથી એમ કહો છો, પણ

જો તે જાણવાની ઈચ્છા હોય, અને મને તે માટે આજ્ઞા કરતા હો, તો હું તે પણ નિવેદન કરી આપની સઘળી ભ્રાન્તિ દુર કરીશ.

**चित्रांगद**—તમારી ભાષા સભ્ય અને પ્રેમાળ છે. મારી બેશુદ્ધિમાં શું બન્યું, તે જાણવાને હું આતુર થઊં એ સ્વાભાવિક છે.

**सूभगा**—આપનું પ્રેત તણાતું આ જગો પર થોડીવાર અગાઉ આવ્યું, તે સમયે હું મારી સખીઓ સહ જળક્રિડા કરતી હતી. પ્રથમ તે સુનંદાએ દીઠું, અને મારી આજ્ઞાથી તેણે કિનારા પર ખેંચી કાઢયું. પ્રેત તરફ દ્રષ્ટિ નાંખતાં મને જે વિકાર થયો, તે જેટલો દયાને અનુસરતો નહિ હતો, તેટલો બિજીજ મનોવૃત્તિને. પણ તે મનોવૃત્તિ મુખથી કેહેવાતી નથી.

**चित्रां०**—દયાળુ નાગકન્યા! એવી તે શી વૃત્તિ હતી, જેથી તમે મને જીવતદાન આપ્યું.—

**सूभगा**—આપની આજ્ઞાથી તે નિવેદન કરૂં છું. સાંભળો.

રાગ.

"કોઈ ચઢાવે ધનુષ બાન મેરે," એ રાહ.

મુખ જોતાં મોહપાસમાં, ફસી ગઈ છું,—ટેક.
કમળ ઉપર ભ્રમરી જેમ, તેમ હું થઈ છું,
કૃપા કરી વરો મને, આધીન તો રહી છું; મુખ૦
વદન કમળ રૂપનિધાન, જોઇને ચળીછું,
વિરહ આગ લાગી ઉર, જ્યારથી મળીછું—મુખ૦
દાસી કરી રાખો આપના પદે ઢળી છું,
આપ છોડ મોગરાનો, હું તેની કળી છું—મુખ૦

**चित्रांगद**—સુંદર નાગકન્યા! તમારી વિનંતીનો એકદમ મારાથી અનાદર થતો નથી, તેમ તે વગર વિચારે સ્વિકારાતી પણ નથી. મેં તમને જણાવ્યું છે કે, મારૂં લગ્ન થયું છે, અને તેથી આપની ઈચ્છાને અનુસરતાં પતિવ્રતનો ભંગ થાયછે. તેમછતાં

પ્રથમ તમે તમારા પિતાની સંમત્તિ લેઇ પછી જો તે હા કહે, તો મને પુછજો, એટલે હું મારા મનની વાત વીચાર કરી નિષ્કપટ અંતઃકર્ણથી કહીશ.

**सूभगा**—ધર્મશાસ્ત્રમાં ગાંધર્વલગ્ન એવા પ્રકારનું કહ્યું છે કે, તેમાં કન્યાને લગ્ન સંબંધમાં પિતાની ઇચ્છાની કે સાહ્યતાની કંઈ અગત્ય રેહેતી નથી. તોપણ આપની આજ્ઞા માથે ચઢાવું છું. વારૂં ચાલો મેહેલ ભણી.

(બંને જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દીવાનખાનું.

**शेषनाग०**—છોકરી! તું આવી અવિચારી અને ગાંડી હઈશ, એમ મને લાગતું નહિ હતું. તું એટલો તો વિચાર કર કે, તે મૃત્યુલોકી નાશવંત માણસ છે, અને આપણ પાતાળના અમર લોક છિયે. બાવળ અને ચંદનનો મેળાપ તેં કોઈ જગ્યાએ થયેલો સાંભળ્યો કે દીઠો છે?

**सूभगा**—તે ખરૂં પિતાજી! પણ પ્રીતિ તેવા દુનિઆદારીના વીચારોને આધિન થતી નથી, અને તે વાતનો અનુભવ તેનાથી અજાણ રહેલા માણસોને પુરતો થઈ શકતો નથી. પિતાજી! તે મૃત્યુલોકી જીવ છે, પણ આપની પાસે અમૃત છે, તે તમારી વ્હાલી પુત્રીના સુખ અર્થે તેને પાઇ તેની કાયા અમર કરતાં તમને શી વાર છે?

**शेष**—(ચિડાઇ)-તારી પાસે એકના એક્યાશી જવાબ છે,પણ રાઇ ભાર પણ બુદ્ધિ નથી. સો વાતની એક વાતમાં, અને તે પણ થોડા શબ્દોમાં હું તને જણાવુંછું કે, તેની સાથે હું તને પરણાવનાર નથી.

**સૂભગા**—જ્યારે પિતાજી ! તે સુખ તમારી એકની એક દીકરીને,—જેને તમે ઘણી વખત જીવથી વ્હાલી કહી છે,—તેને આપવાને ખુશી નથી, ત્યારે હવે તમે મારી ઠાઠડીનો સામન તૈયાર રખાવી તે કોડ તો ઘરડે ઘડપણ પુરો પાડશો ?

**શેષ**—નાદાન છોડી ! એવો લવારો કરી મને વૃથા દુઃખી ન કર.

**સૂભગા**—પીતાજી ! એ લવારો નથી, પણ સાચી વાત છે. મારી તે ઇચ્છા નિષ્ફળ થતાં મારૂં હૃદય ફુટશે, અને આવતી કાલ સુધીમાં તો તમને તમારી મુવેલી છોકરીનું મોઢું જોવું પડશે.

**શેષ૦**—છોકરી તેં મને નિરૂપાય કરી દિધો છે, અને તેથી તારી હઠ ન ચાલતાં ઝુરવી તેના કરતાં ખુશીથી તે પાર પાડવી, એ વધારે સારૂં છે. કાલે તેની સાથે તારાં લગ્ન મોટા સમારંભથી કરી આપીશ. પછી કંઈ ? વારૂં, પણ ચાલ પ્રધાનને તે પ્રમાણે ગોઠવણ કરવા કેટલીક સુચના રાજ્યસભામાં જઈ કરૂં. (જાય છે.)

**સૂભગા**—(સ્વગત)

**ઠુમરી.**

"હમકું છાંડ ચલે બન માધુ," એ રાહ.

હરખથી ઉર મારૂં અતિ ગભરાયે.—ટેક.
પ્રિત બંધાઇ જે નરને જોતાં, તેથી થશે મુજ લગ્ન સફળરે,
ધન્ય પ્રભુ તુજ ગુણ કેમ ગાઉં,તારી ગતિ છે ગહન, અકળરે-હ૦
પિતાએ આજ્ઞા આપી મને પ્રિતે, લગ્ન સામગ્રી કીધીરે,
તેથી આનંદનો અરણુવ ઉછળીને, મુજને ડુબાડી દીધીરે-હર૦
પ્રિત પ્રભુ સઘળાંની ફળજો, ટળજો વીરહ દુખકારીરે.—
ત્રણ ભૂવનમાં સુખિયાં બનજો,યુવાન જોડાં નરનારીરે-હરખથી.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—મેહેલની અગાસી.

**ચિત્રાં૦**—(સ્વગત) અરે! હવે મારે શું કરવું? તે નાગકન્યાએ મને જીવતદાન આપ્યું છે, તે તેનો ઉપકાર નહિ વાળી શકાય તેવો છે. તેમછતાં મારાથી તેનું પાણીગ્રહણ શી રીતે થાય? મારી સાધવી સ્ત્રી શિમંતણી પ્રત્યેનો મારો ધર્મ એક ક્ષણ પણ મારાથી કેમ ચૂકાય? અરેરે! તે બિચારી મારા વિયોગમાં શી રીતે જીવશે? તે મને મુવેલોજ ધારતી હશે. તેને કે તેનાં માતપિતાને આ પાતાળલોકની,–તેમાં જે અમૃત છે, તેની,–અને શેષનાગની,– શી ખબર હોય, કે મારા અસ્તિત્વની તેમને ભ્રાંતિ પણ રહે. મારી ખબર તેમને શી રીતે પહોંચાડું. જો સુભગાની ઈચ્છાને અનુસરીને વર્તતો નથી, તો મને તે અત્રેથી જવાદે, એમ લાગતું નથી; પણ તેના કહ્યા પ્રમાણે કરતાં તે મને અહિંયાંથી પાછો જવા દેશે, એટલુંજ નહી પણ સામી મારી સાથે તે પણ મૃત્યુ લોકમાં આવશે. ગમે તેમ થાય, તોપણ પ્રિયા શિમંતણીની મૂર્તિનું એક પળ વાર પણ મારાથી અપમાન કેમ થાય? હે શંભુ! તું મને કેમ કરવું, તે માર્ગ દેખાડ.

(આકાશ ધ્વનિ નેપથ્યમાં) "વર્મિષ્ટ રાજકુંમાર! નાગકન્યા, તે ગાંધર્વકન્યા તૂલ્ય છે, અને તેથી તેની ઇચ્છા પુરતાં તારા પત્નીધર્મને કોઈ પણ રીતનો બાધ આવશે નહિં, કે દૂષણ લાગશે નહિ. સાંભળ્યું?"

**ચિત્રાં૦**—અહો! સદાશીવ! તારો ઉપકાર હું કયા શબ્દોમાં વર્ણવું. તારી આજ્ઞા પ્રમાણે ત્યારે હું સુભગાને કાલે વરીશ. ભક્તોને ધર્મ માર્ગે દોરનાર ત્રિભૂવનપતિ! તારૂં નામ સર્વદા અંતઃકરણમાં પૂજ્ય રહો.　　　(જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—પ્રધાનનો મેહેલ.

**સુનંદા**—( સ્વગત )

રાગ કાનુડો.

" ઓ બેની જોને, કાનુડો કામણગાળોરે," એ રાહ.

વેદના વીરહ કેરીરે, સહુથી મોટી,—ટેક.
પ્રસુતાની પીડા તે તો, પ્રસુતા જાણે છે તે તો;
વંઝાને નવાઇ એ તોરે,—સહુથી.
અણધાર્યું દુઃખ આવે, મનમાં ઘણું મુઝાવે;
ધીરજ બધી હઠાવેરે,—સહુથી.
કીટ જેમ કાષ્ટ ખાયે, કાયાના તે હાલ થાયે;
અન્યને નહિ જણાયેરે.—સહુથી.
માથે પડ્યું વેઠી લેવું, કોને જઇ દુઃખ કે'વું;
અંતરમાં રડી રેં'વું રે,—સહુથી.
વિંછીની પિડા છે સારી, વિર્હ વેદના છે ભારી;
ચટકાં એ તો છે કારીરે,—સહુથી.
ચિત્ત ચકડોળે ચડે, તે ટાંમ ત્યારેજ પડે;
વ્હાલી ચીજ હાથ ચ'ડેરે,—સહુથી.

અહો રાંડ સુભગા! જે પુરૂષની હ્રદયભેદક મૂર્તિ મારી છાતીમાં રાત્ર દિવસ ભરાઈ બેઠી છે, તેનો હાથ તે પકડી લીધો. અને મને શું આશાભંગ કરી? અરે! પણ હું ખૂણામાં પેસીને આંસડાં ઢાળું. એવી સ્ત્રી નથી. એ તને ખબર નથી. હું જોઉંછું કે કેવી તું એકલી તે કુંવરને ભોગવું છું. મારૂં નામ ત્યારેજ સુનંદા, કે જ્યારે હું તને હાથ ઘસતી કરૂં. મારા બાપની હાકથી બધું પાતાળલોક ધ્રુજે છે, તોપછી તારા બાપનો તેની આગળ ભાર શો છો? બાપની આગળ આડી થઇને જેમ તેં તે રત્ન મારા

હાથમાંથી ઝુંટવી લીધું; તેમ હું પણ મારા બાપને સમજાવી તે પાછું તારા હાથમાંથી પડાવી લેઇશ. બે ત્રણ દહાડા તું મોજ મારી લે, પછી તું જોઈશ, કે મારો વારો કેવી રીતે આવે છે. ચાલ જઇને અત્યારથી પેહેલાં ખાટલે તો પડું, એટલે ઢોંગની બાજી વખત આવતાં રમતી થાવે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—સૂભગાનો મેહેલ.

**सूभगा**—

લાવણી.

"પ્રભુએ આસ પુરી મારી," એ રાહ.

પૂર્વેનાં પૂન્ય ફળ્યાં આ વાર, પામી મુજ મનમાન્યો ભરથાર.—ટેક.
સ્વયંવરથી નરનારીનાં, જોડાં સુખિયાં થાય;
પ્રેમ, ઉમંગનાં ઝરણાં ફુટી, તન મન બહુ હરખાય;
હરખનાં નેત્ર વહે વારી, ગૃહસ્થની સ્થિતી સુખિઆરી,-પૂર્વેનાં.
માત પિતાની ઇચ્છાથી, વધુ વરનાં લગ્નો થાય;
તે લગ્નો વધુ વરને પીડે, ફાંસા રૂપ સદાય;
ક્લેશનાં નેત્ર વહે વારી, ગૃહસ્થની સ્થિતી દુખિઆરી,-પૂર્વનાં.

**चित्रांगद**—પ્રિયા! તેં તારા પિતાને મારી ઇચ્છા નિવેદન કરી?

**सूभगा**—હા પ્રાણનાથ. અને તેમણે પ્રથમ તો તે વાતની ના પાડી. પણ મેં આગ્રહથી જણાવ્યું કે, જળમાં ખુઆ પછી આપનાં માત, પિતા તથા સ્વસુર પક્ષનાં સગાં ઘણાં શોકાતુર થયાં હશે, અને તેથી તેમની વિરહ વેદના દુર કર્યા વગર એક ઘડી પણ આપને સ્વસ્થતા થતી નથી, ત્યારે મારા પિતાએ આપને જવાને આજ્ઞા આપી છે. પણ પ્રાણનાથ! દાસી સાથેજ આવશે, તે મારી સરત આપના લક્ષમાં હશેજ.

**चित्रांगद**—શશીવદની! તારી ઇચ્છાં મુજબ તારો પાણી-ગૃહણ કર્યા પછી હું એક વર્ષ અત્રે રહ્યો, અને હવે મારી ધીરજ હઠી ગઇ છે. અરે! જ્યારે તે સુકુમારી શિમંતણી તથા મારાં માબાપનું મને સ્મરણ થાય છે, ત્યારે મને જે દુઃખ થાયછે, તે મુખેથી કહેવાતું નથી. પ્રિયા! તું છએક માસ તારા પિયરમાં રહી હોત, તો વધારે સારૂં થાત.

**सूभगा**—પ્રાણનાથ! આપ છ માસ કહો છો, પણ છ ઘડી પણ મારી નજર આગળથી આપને દૂર શી રીતે કરાય? છાંયડી વૃક્ષથી જુદી પડી જાણી છે? મીન પાણી વગર એકલું રહ્યું જાણ્યું છે? તેમ તરૂણી પણ પતી વિખુટિ શી રીતે રહે વારૂ?

**चित्रांगद**—જ્યારે તારો આગ્રહ છે, ત્યારે ભલે તું મારી સાથે આવજે. કાલે આપણે વિદાય થવું છે, માટે ચાલો આજે પ્રવાશની કેટલીક તૈયારી કરીયે. ( એક નાગ ગભરાયલો પ્રવેશ કરે છે. )

**सूभगा**—કરંટક! તું કેમ ગભરાયો છું? અરે! તું ખૂણામાં કેમ સંતાઊ છું?

**करंटक**—દેવી! એ ખેદકારક વૃત્તાંત હું મારા મુખથી શી રીતે ઉચ્ચારૂં? અરે! આપણા પ્રધાને આંપના પિતાજીને કારાગૃહમાં પૂર્યા છે.

**सूभगा**—પ્રધાને મારા પિતાજીને કેદમાં પૂર્યા છે! અરે! તેને એવો અધર્મ શા માટે કરવો પડ્યો?

**करंटक**—તે મને ખબર નથી, પણ એવું સંભલાય છે કે, તેની ઈચ્છા આપના પતિને ઉપાડી જઈ તેની દીકરી સુનંદા સાથે તેમનું પરાણે લગ્ન કરવાની છે.

**સૂભગા**—રે ભગવાન! મારા માથા પર આ શું દુઃખ! પિતા અને સ્વામી, એ બંનેનો સંગાથે વિયોગ! અરે! ઇશ્વર મારી કોણ વ્હાર કરશે?

**ચિત્રાંગદ**—પ્રિયા! તું ગભરાઇશ માં આ ધનુષ્યના પ્રતાપથી, અને સૂર્યવંશના યશસ્વિ રાજાઓના પુન્યથી તેમનો વંશજ હું, તારા પિતાજીને આ ક્ષણે કારાગ્રહમાંથી છોડાવી તે દુષ્ટ મંત્રીને યોગ્ય શિક્ષા કરવાને જાઉં છું. તું અત્રે નિશ્ચિંત બેસ. કરંટક! ચાલ મને રસ્તો બતાવ. (જાયછે.)

---

## પ્રવેશ ૬ ટ્ટો.

### સ્થળ—અરણ્ય.

**સૂભગા**—પ્રાણપતી! જગતમાં એવાં પણ નિષ્ટુર માણસો થાય છે, એમ હું માનતી નહિ હતી. કેહેવતમાં કહ્યું છે કે, "દુધ પાયેલો સાપ ડસે" એ ખોટું નથી.

**ચિત્રાં૦**—કમળનયની! મૃત્યુ લોકમાં આવતાં મેં આવા માઠા સમાચાર સાંભળવાની આશા રાખી નહિ હતી. નિઃશંક મારા મૃત્યુની અફવા સાંભળી તે નિર્દય સગાંએ એવું ધાર્યું હશે, કે હવે વૃદ્ધ થયેલાં મારા વ્હાલાં માતપિતાના હાથ પગ ગયા, અને તેથી તેમને કેદમાં નાંખી રાજ્ય દબાવી પડવું, એ રમત જેવું સેહેલું કામ છે. તેમની ગણત્રી થોડીવાર ખરી પડી છે, પણ હવે તેમને ખબર પડશે, કે મારા માતપિતાનું તથા પ્રજાનું રક્ષણ કરવાને, તથા તેમને શિક્ષા કરવાને મારા હાથ કેવા સમર્થ છે. તે સગાં, કે જેમના પર મારા પિતાએ કૃપા રાહે મોટી જાગીરો બક્ષી હતી, તેજ ગુણચોર થઇ દુશ્મન નીવડયાં. પણ હવે તેમના પાપનો ઘડો ગળા સુધી ભરાયો છે, અને ફુટવાની તૈયારીમાં છે. જેમ તારા પિતાના મંત્રીને કારાગૃહમાં પુરીને આપણે આવ્યાં,

તેમ મારી એવી ઈચ્છા છે કે, પ્રથમ મારા પિતાની રાજ્યધાની અયોધ્યા તરફ જઇ તેમને કેદમાંથી મુક્ત કરી, શત્રુને સજા આપી, પછી મારા સસરાની ભુમીનો માર્ગ લેઈએ. કેમ પ્રિયા! તને તે વિચાર ઠીક લાગે છે?

**सूभगा**—ઘણો ઉત્તમ સ્વામિનાથ! સૈન્યને ત્યારે અયોધ્યાનો રસ્તો લેવાનો આદેશ આપો.

**चित्रांगद**—હા, તેમજ કરીયે. (સૈન્યને અયોધ્યાની વાટે પાડે છે, અને તે માર્ગમાં ગાતું જાય છે.)

**ગઝલ.**

"સુનીયે જનાબ હાલ કહાતો,". એ રાહ.

ઉપાડો ચણું ચોંપથી, સંગ્રામ ખેલવા
સર, ખડ્ગ ને અસીતણા, દધીમાં રેલવા; ઉપાડો—ટેક.
શુરવીરને છે માન, જગતમાં જુઓ ઝાઝું,
જુલમ, ત્રાસને ભુમીમાંથી પાછાં હઠેલવા—ઉપાડો.
ઘા મારવો, ખાવો એ કામ મર્દનું સાચું,
જીવતાં મળે જમીન, મુવે અમર તો થવા—ઉપાડો.
ખરાખરીનો ખેલ, ખાંડા સાથ ખેલવું,
આગળ ઉપાડયો ચર્ણ તે ન પાછો મેલવા—ઉપાડો.

(જાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—કારાગૃહ.

**चित्रसेन**—ભલા ભગવાન! આવા તે દુખના દહાડા તેં મારા માટે ક્યાં સંઘરી રાખ્યા હતા? અને રહી રહીને તે વૃધાવસ્થામાં તેં કેમ દેખાડ્યા? ઈશ્વર! આ કરતાં તો જો તેં મને આ દુનિઆમાંથી વેહેલાંજ ઉપાડી લીધો હોત, તો અરે! મારૂં હ્રદય આટલું ન રિબાત.

**कांता**—પ્રાણનાથ! આપ રાત દિવસ એવી રીતે જીવ બાળી મને શું કરવા ઉભી સળગાવી મુકો છો? આપને વારૂં પણ હું કેટલી વાર? એમ વૃથા શોક કરવાથી વળવાનું પણ શું છે? હાય! હાય! કરી છાતી લેવાથી દુખિયાં છિયે.તે શું સુખિયાં થઈ જઇશું? માટે માથે પડી તે વેઠી લેવી, એમાંજ સાર છે.

**चित्र**—તે ખરૂં. પણ અરે! વેહાય તે કેટલું? જેને મે પાળી પોષીને છાતીસરસાં રાખ્યાં, તેજ સગાં મને તથા તને ઘડપણમાં આ કાળી કોટડીમાં અંધારે કુવે નાંખી રાજ્યનો ઉપભોગ સ્વેચ્છાનુસાર કરી, મારી રાજ્યભક્ત, ધર્મી પ્રજાને મારા જીવતાં દુખ આપે છે. અરે! એવા ઘા બોલ વારૂં કેમ રૂઝાય? વારૂં તે પણ એક વખત જેમ તેમ કરી વેઠીયે, પણ ગોઝારા દૈવ્યે વળી પહાડ જેવો એકનો એક કુંવર હરી મને નોધારો કર્યો. આ ઘાથી તો જીવતો કચડાઇ મુવો છું. રે ઇશ્વર! તારા દયાળું સ્વભાવને શું આ છાજતું થયું છે?

**कांता**—અરે મારી આંધળીની આંખ ચિત્રાંગદ! બેટા તને નવ મહિના વાંઢાળી જન્મ આપ્યો અને પછી વિષ્ટા.મૂતર ચુંથી પોષી મોટો કર્યો, તે મારી છાતીમાં આગ મુકવાને? દીકરા, તારી જનેતાનું દુખ જો તું ઉપરથી જોતો હઉં, તો ત્યાંથી તને એક વખત મળી જવાનું મન થાય, અથવા નહિ તો મને ટળવળતી ન રાખતાં તું ઈશ્વરં પાસે બોલાવી લેઊં. ( ડુંસકે રડે છે. )

**चित्र**—જો, જો તું હમણાં મને ધીરજ આપતી હતી, અને પાછી તુંજ આમ મન મુકે છે. વ્હાલી! શેનો એ દીકરો? દીકરો થઈ પેટે અવતર્યો એટલુંજ.

**कांता**—સ્વામીનાથ! અરે એવું ના બોલો. એની ભલાઈ તથા સલુકાઇ તો આ રૂંવે રૂંવે ભવોભવ સાલશે. અરે! તેં આપણુને મોં ભરીને કેવો બોલાવતો, તથા પાણી પણ પૂછ્યા વગર

પિતો નહિ. મારા સ્વર્ગવાસી કોડીલા કુંવર! તેં મને તારા ગુણથી મારી નાંખી છે બેટા !

**चित्र**—ખરૂં છે પ્રિયા! ઘણાએ છોકરા જોયા, પણ માવતરનું દુખ જાણનાર તથા હૈડે ધરનાર એના જેવા થોડા. કુંવર! અરે મારા હૈયાના હીર! તારૂં હસતું મોઢું જોવાને ઇશ્વર મને ઉપાડી કેમ લેતો નથી.

( નેપથ્યમાં ) "પિતાજી ! માડી ! આપનો આજ્ઞાંકિત કુંવર આપના ચરણમાં પડવા આવ્યો."

**चित्र**—( આશ્ચર્ય પામી ) અરે ! આ હું શું સાંભળું છું ! શું આ શબ્દ કુંવરના હશે ? અરે ! ભણકારા. તે ક્યાં, હું ક્યાં.

**चित्रांगद**—( ધસી આવી પિતાને વળગી પડી ) પિતાજી! મારા શિરછત્ર તાત ! મારા જેવા કપુતે આપને કેટલા દુઃખી કર્યા ! પિતાજી ! અરેરે ! મારાં જીવતાં આપની આવી સ્થીતી થઈ એ શું મને થોડું દુઃખ છે ?

**कांता**—(આગળ ધસી આવી) બેટા ! બાપુ ચિત્રાંગદ ! આવ હું તને મારી બળેલી છાતી સાથે ચાંપી "સુવેગત થઊં". ( તેમ કરે છે ) બેટા ! એ છાતીમાંથી ઉમળકાથી દુધ પાતાં મેં એવું ન્હોતુ, ધાર્યું કે, તું ત્યાંજ વિજોગનો કારી ભાલો ભોકીશ. પણ હશે જે વાત થઈ તેને શા માટે સંભારવી. વારૂં દીકરા ! ત્યારે તારા મૃત્યુની ખોટી વાત પણ શું શત્રુઓએ ઉડાડી હતી ?

**चित्रां०**—મારા શિરછત્ર પિતા તથા વ્હાલી માડી ! તે વાત હું માંડીને કાલે તમને કહીશ. હમણાં તો એટલુંજ કહું છું કે જે સગાંએ શત્રુ બની તમને તથા આપની ધર્મનિષ્ટ રૈયતને દુખ આપ્યું હતું, તેમને પકડી કેદમાં નાંખ્યાં છે. અને આજથી સર્વ દુઃખો દૂર થયાં છે.

**चित्र**—બેટા, તને મળ્યા પછી હવે હું મારી રૈયતનું મુખ જોવાને અધીરો થયો છું, માટે ચાલો બહાર જઇયે. અહો ઇશ્વર! માણસને દુખ, સુખ આપવાના તારા રસ્તા કોણ સમજી શકે? અને તારી કૃપાની તુલના કેવી રીતે થાય?

(બધાં જાયછે.)

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ—શિમંતણીનો મેહેલ.

**शिमंतणी**—(એકલી)

રાગ—વેરાવળ.

"વનચર વિરા વધામણી" એ રાગ.

પ્રાણ પતી વિણુ તરફડે, મને ચ્હેન ન થાય,
વિહુ ચિતામાં બળી મરૂં, તોયે જીવ ન જાય;—પ્રાણ. ટેક.
વિશ્વ દિસે સુન્ય મુજને, ગમે કોઇની ન વાત,
જેટલું સુખ દુખ તે થયું, જાણે કરૂં મુજ ઘાત;—પ્રાણ.
બેભાન અહર્નિશ હું રહું, છુટી અવતાર છેક,
માત. પિતા સગાં સર્વે તે. વૃથા પિયુ વિણ એક;—પ્રાણ.
આવ્યાની આશા ઉરે ધરી. બેચું દિવસ ને રાત,
ક્યારે મળીશ મારા કંથને, રમે મનમાં એ વાત;—પ્રાણ.

અરે! હવે મારી ધારજનો પણ છેડો આવ્યો છે. જોગીના વચન પ્રમાણે આજ બે વર્ષ પુરાં થયાં. પણ ક્યારે આ ફુટેલી આંખો તેને જોશે. તેની છબી તો ચિત્ર રૂપે દ્રષ્ટિ આગળથી ક્ષણું વાર પણ અળગી થતી નથી. છતાં તે મૂળ મૂર્તિની ઝાંખી હું મંદભાગ્યણીને સ્વમવત્ થઈ છે. અરે! મેં પેટ ભરીને તેમનું હસતું વદનકમળ પણ નિરખ્યું નથી. મને શી ખબર કે તે પ્રભા-

તના ઝાકળની પેઠે જોતજોતામાં અલોપ થઇ જશે, નહિ તો ચકોર જેમ ચંદ્રને ધારીને એક દ્રષ્ટિથી ટગર ટગર જોઈ રહે છે, તેમ હું પણ તેમના સોહામણા મુખને રાત દિવસ જોયાં કરત. પણ મારા ફુટેલા ભાગ્યમાં એવું સુખ માણવાનું લખ્યું હોય, ત્યારે તેવું અગાઉથી સુઝે કને?

## શિખરિણી છંદ.

નથી જોયું ધારી, વદન તુજ સ્વામી! મન ભરી,
નથી પાસે બેસી, સુખ દુખની વાતો પણ કરી;
બળેલા હાથોથી, નથિ રૂચિર પાકોજ પિરસ્યા,
નથી સેવ્યા ચર્ણો, છળ કરિ પતી શું તજી ગયા?
સજી શ્રંગારો હું, પતિ સમિપ ઉભી રહી નથી,
સજોડે બેસીને, ધરમ પુન યજ્ઞો કિધ નથી;
નથી નેત્રે દીઠી, શ્વસુરનગરી મેં પણ અરે!
ઉઠી આશા તેવી, મનમહિ મરી તે ગઇ ખરે!

**સુશિલા**—બ્હેન શિમંતણી! તને એકલી તો એક ઘડી પણ મુકાય નહિ, એ શું? રાત દિવસ રડી રડીને તથા જંખના કરીકરીને તો કાયાનો કોયલો કરી નાંખ્યો છે.

**શિમં૦**—તેના વગર મારી વ્હાલી સખી! આ કાયા બાળી મુકવાના ખપની પણ નથી. જેમ ઝાડનાં મુળાડિયાંને પાણી ન મળતાં તે સુકાય છે, તેમ મારી આશાનો ઝરો સુકાવાથી મારૂં શરીર ગળે તેમાં શી નવાઇ? બોલ બ્હેન! હું શું કરૂં ને કયાં જાઊં, કે શી રીતે મારા પ્રાણનાથને મળું?

**સુશિલા**—કંઇ જવાની અગત્ય નથી. હમણાં જેમ તું ધવળ ચિર ધારણ કરી, તથા શ્રૃંગાર સર્વ તજી, ફળફળાદિનો આહાર કરી શિવજીનું વૃત્ત કરે છે, તેમ કરતી રહે, એટલે શિવ.

કૃપાથી તારી ઈચ્છા પૂર્ણ થયા વિના નહિ રહે. ( એટલામાં ધસતી રત્નવંદા આવે છે. )

**सुशिला**—અલી રત્નવંદા! આજ તું આમ હરખઘેલી કેમ બની ગઇ છું? તું કંઇ સુખદ સમાચાર કેહેવાને આવી હઉં, એમ લાગે છે.

**रत्न०**—( શ્વાસ લેતી ) અરે વધામણી! વધામણી! અને મને એકાવળ હાર તે કેહેવાના બદલામાં! મહારાજ ચિત્રાંગદ, રાજ્યપિતા તથા માતાસહ અત્રે પધારે છે!

**शिमंतणी**—પ્રાણનાથ આવે છે! અરે બેહેન, મને રસ્તો બતાવ કે હું સામી જઇ મળું. ( ધસવા માંડેછે, પણ ચિત્રાંગદ સામો મળે છે )

**चित्रांगद**—( શિમંતણીને છાતી સરસી લેઇ ) અરે! પ્રિયા! તારા મોંઢા સામું મારાથી જોવાતું નથી. મારા વિજોગમાં તેં કેટલું દુઃખ વેઠ્યું!

**शिमं०**—પ્રાણનાથ! તે મારા નસિબનો વાંક, તેમાં આપ શું કરો? તેમછતાં તે બધાં દુઃખો આજ મને આપના સંયોગમાં પાછાં સુખરૂપ થઈ પડ્યાં છે.

**सूभगा**—બેહેન શિમંતણી! મને તમારી કોમળ કાયાનું આલિંગન લેવા દો. આજથી આપણ બંને માજણી સગી બેહેનોની પેઠે સંગાથે રહીશું.

**शिमं०**—ઘણા હરખથી બેહેન. (ભેટે છે) પણ પ્રાણનાથ! આપ બે વર્ષ ક્યાં રહી આવ્યા, તે તો કહો.

**सूभगा**—તે વાત બેહેન! તેમના કરતાં હું વધારે સારી રીતે તમને કોઇ નિવૃત્તિને પ્રસંગે કહી સંભળાવીશ. હમણાં તો એટલુંજ કહું છું કે, મેં તેમને બે વર્ષ ચોરી રાખ્યા હતા. બેહેન!

મારો તે અપરાધ ક્ષમા કરજો. (એટલામાં રાજા તથા રાણી પ્રવેશ કરે છે.)

**રાજા**—પ્રતાપી યુવરાજ! ફરી આપનાં દર્શણ થવાથી મને, મારી રાણીને, તથા મારી પ્રજાને તેમાં પણ વિશેષ કરી મારી પેટની પ્રજાને (શિમંતણી તરફ જુએ છે) જે હરખ થયો છે, તે મુખથી કેહેવાતો નથી. ટુંકમાં અમારાં સર્વનો અવતાર આપના દર્શણથી કૃતાર્થ થયો. અહો જગદાત્મા! તારા સંકલ્પો તથા રચનાનું કિંચિત્ પણ જ્ઞાન અમારા જેવા વિકારી સંસારી જીવોને થવું ખચિત દુર્ઘટ છે. દરેક દેહધારી પોતાની ધાર્મિક વૃત્તિ દુનિઆને દેખાડવા ગંભીર શબ્દોમાં કહે છે કે, "પરમેશ્વર જે કંઇ તેની અગાધ બુદ્ધિને અનુસરીને કરે છે, તે માણસ જાતના કલ્યાણ અને સુખના અર્થેજ હોય છે." તે પ્રમાણે જ્યારે નાશવંત વિકારી પ્રાણીને સુખની પ્રાપ્તિ થાય છે, ત્યારે તે સંતોષી બની પરમેશ્વરનો ઉપકાર માનવા તેની પ્રાર્થના કરે છે, તથા તેના કામની, પ્રેમાળ વાણીમાં અતિહર્ષથી સ્તુતી પણ કરેછે. પણ જ્યારે તેને કંઇ દુઃખ થાય છે, કે તે કોઈ અણધારી આપદામાં આવી ફસે છે, ત્યારે તેજ મહાન્ ભક્તરાજ અસંતોષી થઇ પરમેશ્વરની ભક્તિ પ્રત્યે ઉદાશિનતા રાખી ઇશ્વરનાં કામો તરફ ઇતરાજી દર્શાવે છે, એટલુંજ નહી પણ પ્રસંગોપાત દુઃખાવેશમાં ચિડાઇ લવે છે કે, "ઇશ્વરને ત્યાં અંધારૂ છે; નહિ તો આવું તે થાય?" પણ આટલામાંજ તેના ક્લેશનો અંત આવતો નથી. વખતે માણસ, ઇશ્વર તથા દુનિઆનાં બધાં દુખ, ક્લેશ, તથા વેરનો એકદમ સંગાથે છેડો છુટકો કરવાને તે ભક્તરાજ જીવ પર આવી જઈ મૃત્યુના હાથમાં ધંસી પડે છે! માનવ પ્રાણીની નબળાઇ તથા મંદમતીનાં શું આ પ્રત્યક્ષ, અમને અસરકારક પ્રમાણો નથી? અને તેમછતાં તે પ્રમાણોને પુર્તી રીતે ન સ્વિકારતાં આપણે આપણા જ્ઞાન, સદ્ગુણ તથા આત્મા

પર રાખેલી સ્વસત્તાનો, કેટલી દાંભિક પતરાજ ઠોકિયે છિયે. આ પરથી સ્પષ્ટ દેખાય છે કે, સુખ તથા આનંદમાં પ્રભુભક્તિ, એક મોજ તરીકે કરવી, એ ભક્તમંડળીઓ માટે સેહેલું કામ છે, પણ તેજ તેમને દુઃખ, ચિન્તા અને વ્યાધિમાં ઘણું દુર્ઘટ થઈ પડે છે. જગદાત્મા! અમારી નબળાઇ તથા વિકારોનું મનન કરતાં, તારા શુદ્ધ, મહાન અને સર્વોત્તમ ગુણો જેમ વધારે સ્પષ્ટ સમજાય છે, તેમ આમ અલ્પજીવોનું ક્ષુદ્રપણું તે પ્રમાણમાં વિશેષ ઉઘાડું પડે છે. વૃદ્ધાવસ્થામાં રાણી સહ સંસાર છોડી પરમાત્મામાં ચિત્ત પ્રોવવા વનમાં જવાનો મારો ઘણા વરશથી વિચાર હતો, તે હવે સફળ થશે. જમાત્રને આવતી કાલે રાજ્યદંડ સોંપી હું વનની વાટ લેઇશ. ઈશ્વરનો ઉપકાર આજ આપણા પર એટલો બધો થયો છે, કે ચાલો આપણે બધા સંગાથે તેનું મંગળ નામોચ્ચારણ કરિયે.

### રાગ હોરી.

“ દુખ મેરો હરો, રે ભોળાનાથ ડીગંબર ” એ રાહ.

જીવનો પાળણહાર, સરજનહાર પ્રભુ તું,–જીવનો.--ટેક.
અગણિત ગુણ તુજ ગણતાં જનની બુદ્ધિ ન પામે પાર.
સત્ય, સબળ, સર્વાન્તરયામી, તુજ સ્વરૂપ સુખકાર ;
સકળનો સાર પ્રભુ તું—જીવનો.
ભવસાગરમાં ભમિયે ભુલીને, નિજ આત્માનું ભાન ;
વિવિધ વિકારો પુંઠે વળગ્યા છે, કામ, ક્રોધ, અભિમાન ;
સાચી એક વ્હાર પ્રભુ તું,—જીવનો.
કૃતિ અમારી કુડી છે પરંતું, આપ છો કરૂણાનિધાન.
તારી પ્રભુતા તણો છે ભરંસો, અન્ય ન તુજ સમાન.
મોક્ષ દેનાર પ્રભુ તું,—જીવનો.
રૂષિ મુનીએ વન વિચરી વિચાર્યું, ધ્યાન વિશે તુજ રૂપ ;

તોપણ પાર ન પામ્યા એવો તું, સાક્ષી જગતનો અનૂપ ;
શાંતિ અંબાર પ્રભુ તું,--જીવનો.
પાપના તાપથી તપ્ત થઇને, દંડવત્ કરિયે પ્રણામ ;
શાંતિ સુધા શેષ અર્પિ પ્રભુજી, સમવો વિકારો તમામ ;
વરનો દાતાર પ્રભુ તું,—જીવનો.

